# ૨૪૭૮ લૈલા

અને

# તલેસમાતી બાગ

એક

**વારતા.**



મુંબઈ:

ઈંડિયન પ્રીંટીંગ પ્રેસમાં છાપી પ્રગટ કરવામાં આવી છે.

ઈ૦ સન ૧૮૮૫.

કીમ્મત ૧॥ રૂપીઆ.

# લૈલા

અને

# તલેસમાતી બાગ

એક

**વારતા.**



મુંબઈ:

ઈંડિયન પ્રીંટીંગ પ્રેસમાં છાપી પ્રગટ કરવામાં આવી છે.

---

ઈ૦ સન ૧૮૮૫.

---

**કીમ્મત ૧।। રૂપીઓ.**

# પ્રસ્તાવના.

——:o:——

આ " લેલા અને તલિસમાતી બાગ" ની ચોપડી જે હાલ સુજ્ઞ જણો સાંમે રજુ કરવામાં આવિછે તે એક રસીલી અને ચાનક આપનારી ઇંગ્રેજી નોવલ (વારતાની ચોપડી) નો તરજુમો છે; પરંતુ વાંચનારે યાદ રાખવું કે એ ચોપડી ઇંગ્રેજી પરથી બોલ બોલ તરજુમો કરી લીધેલી નથી, પણ તેમાંથી ઘટતા ફેરફારો સાથે એક વારતા તરીકે ગુજરાતીમાં ઉપજાવી લીધી છે, તે એટલાજ વાસ્તે કે ઘણા લાંબા અને કંટાળા ભરેલા ફકરા જે વાંચનારની ધીરજને તોડી નાંખે છે અને તેનું પરિણામ જાણવાને તેને એટલો તો ઉલટ-મંદ રાખે છે કે વાંચનાર પોતાની અધીરાઇને શરણ થઇને તે ફકરા અને તેના પછી આવતા બીજા વધારે કિંમતી અને વાંચવા લાયક પાનાંને માત્ર સાર મેળવવાની ઉતાવળથીજ ફેરવી નાંખે છે. એમ ન થાય અને વાંચનાર ઉલટથી અને તેજ વખતે ઘટતી ધીરજ સાથે આ ચોપડી વાંચી શકે તેટલાંજ કારણસર એની અંદર ચોક્કસ સુધારા અને ફેરફારો કરવામાં આવ્યા છે.

ઇંગ્રેજી ભાષામાં લખાયલી જુદી જુદી નોવલો (વારતાની ચોપડીઓ) સાથે સરખાવતાં ગુજરાતી વારતાની કીતાબો એટલી તો થોડી છે કે ઇંગ્રેજી નહીં વાંચી જાણનારા ગૃહસ્થો અને બાનુઓ જેઓ ખરી અને કથારૂપી વારતાઓ જાણવાનો ઘણો શોખ ધરાવે છે તેઓને પોતાનો શોખ પુરો પાડવાને તેઓની ખાયસ માફક ચોપડીઓ મળી શકતી નથી અને તેથી આ વારતા એક ચોપડીના આકારમાં એવાં શોખીન વાંચનારાંઓ હજુર ધરીએ તો તે કોઇ પણ રીતે અણઘટતું નથી એવી અમે આશા રાખીશું.

વળી વધુ કહેવાની જરૂર એ છે કે એ ચોપડીના નામાંકીત લખનાર ની અસલ (ઇંગ્રેજી) ચોપડીમાંનાં સઘળાં નામ કશા પણ ફેરફાર વગર રહેવા દીધાં છે, કારણ કે એ મૂળ ગ્રંથ (ઇંગ્રેજી ચોપડી) ના કર્તાએ પોતાની આ રસીલી અને બોધકારક વારતાની જગ્યા તરીકે પ્રખ્યાત એશિયાખંડના એક મુસલમીન દેશને પસંદ કીધો છે, કે જેની રીતભાત અને રસમોમાં તે વખતથી તે આજ સુધી કાંઇ પણ રીતનો જાણવા જોગ અને જાહેર સુધારો

'.યો હોય એવું આપણને ભાસતું નથી. એ ઉપરાંત પૂર્વેની રીતભાત હજી સુધી પણ હાલની રીત ભાતોને એટલી તો મળતી આવે છે કે કદાચ જો નામો ફેરવી વારતાના દેખાવની જગ્યા તરીકે કોઈ બીજોજ દેશ પસંદ કરીએ તો આ વારતામાં સમાયલા ઘણાએક મોટા અને અસરકારક ભાગને કહાડી નાંખવો પડે અને તેથી આ ચોપડી માત્ર નકામી જેવી થઈ પડે.

ગુજરાતી ભાષામાં ચોપડીઓનો વધારો અને અકસીર કરી પારસી કુટુંબોમાં તેઓથી થતો સુધારો જોવાને દરેક પારસી જુવાન આતુર છે; અને જોકે એક વારતામાં સમાયલા સઘળા વખાણવા લાયક ગુણો ઉપાડી લેવાને એક સખસ શકિતવાન ન હોય તોપણ તેમાંના થોડા ગુણો પણ વાંચનારના મનમાં પ્રવેશ કરેછે અને તેથી નિપજતા ફાયદા આ દુનિયામાં કંઈ નહીંતો તે માણસની સંસારી હાલત સુધારવાને ઘણા અગત્યના થઈ પડે છે. એક વારતામાં જાહેર કીધેલા સઘળા ઉપાડી લેવા લાયક ગુણો જો દરેક માણસ અખત્યાર કરેતો નિતિ સંબંધી થતો સુધારો અને તે સુધારાથી નિપજતાં પરિણામો શું પ્રજામાં સુખ શાંતી ન ફેલાવે? લંબાણ વિચાર કરીએ તો એક બોધકારક વારતાના સફાઓ ઉપર ચિતારેલા ગુણો એક માણસને—તેના કુટુંબને—તેના શેહેરીઓને—તેની સાથે વસનારી સર્વ પ્રજાને અને આખરે તેના રાજકરતાને શાંતીના દરિયાવમાં રમતાં મુકે છે. નેકી અને બદીના રસ્તા બંને એક સરખી રીતે ખુલ્લાછે પણ માણસ હાથે કરીને બદીનો રસ્તો સેહેલ ધારી તે પકડે છે અને અંતે તેમાં ભુલ ખાય છે તેના કરતાં નેકીનો રસ્તો પકડી નેકીની રાહા અખત્યાર કરી પોતાના પેદા કરનારને ખુશી કરવામાં કેટલો મોટો ફાયદો છે!

આ વારતામાં પણ નેકી, બદી તથા તેના પરિણામનો પણ અચ્છો ચિતાર આપેલો છે જે ફકત વાંચી જોવાથી બરાબર ખાતરી થશે.

આ વારતાની નાજનીન શાહાજાદી "લૈલા" પોતેજ છે કે જે આપણી ચોપડીનું મથાળું દિપાવે છે. એક શાહાજાદી અને તેથીજ કરી એક નાજુક ઓરત હોવા છતાં, આ ઓરતે ગરજની વખતે જે હિંમત અને સમયસૂચકતા વાપરી તે વાંચી વાંચનાર ખરેખર અજાયબીના દરિયાવમાં ગરક થશે; કારણકે તેણીએ મધરાતને સમે જ્યારે પહેલવાની હૃદયના મનુષ્યની છાતી ફાટફાટ થાયછે અને તેનું લોહી તેની રગોમાં બંધાઇ જાય છે ત્યારે અને એક મહાપાપી ખુની અને કર્પાણ લુટારાની રૂબરૂ કે જ્યાં ગમે એવી

હિંમતનો માણસ પણ ધાસ્તી ખાયા વગર રહે નહીં ત્યાં તેજ લુટારાનો એક ભોગ થઇ પડવાને બદલે તેનેજ ઠગવાને જે યુક્તિ અને કળા વાપરી તે ખરેખર એક અબળા જાતીમાં ઘણોજ તારીફ લાયક ગુણછે. અને એ સઘળાં ઉપરાંત પોતાની વીંટી ગુમાવવા બાદ જે ડહાપણ ભરેલી ચુપકીદી વાપરી પોતાના મનની મોટાઇ અને શાંતી દેખાડી એવી ધૈર્યતા દરેક સ્ત્રી જાતીમાં બલ્કે મનુષ્ય જાતમાં પણ હોય એવું આપણે ઇચ્છીએ છીએ.

ડહાપણની ઇશ્વરી બક્ષેસ માણસની ઉમ્મર ઉપર કશોપણ આધાર રાખતી નથી તેનો આ "લૈલા" નો એક જાણવા જોગ દાખલો છે. ફીલસુફો અને આલમાંઓ અને દાનાવ શખ્સો પુરાતન વખતથી ઓરત જાત ઉપર ધિક્કારની નજરે જોતા આવ્યા છે પણ આ વારતા વાંચવા પછી માલમ પડશે કે એ ખુદાઇ બક્ષેસ માણસ જાતના તુચ્છકારને ભોગ થઇ પડેલી સ્ત્રીઓમાંની કેટલીકપર ઘણા સખાવતથી બક્ષવામાં આવીછે પણ એ બક્ષેસનો ઓરત જાત સારી રવેશે ઉપયોગ નથી કરતી તેથી તેઓ મરદોની નજરમાં હલકી પડેછે; તોપણ જે જુજ ઓરતોએ તેનો ઉપયોગ સારો કીધો છે તેઓએ પોતાનાં ટોળાં ઉપર લાગેલા સદાનો ડાઘ ધોઇ નાંખ્યો છે.

શાહાજાદી લૈલા વિષે જે આપણે અત્યાર સુધીમાં કહી ગયા છે તે આ વારતાની રસીલી બાબત સાથે સરખાવતાં જો કે એક મોટા દરિયામાં એક ટીપાંના મિસલ છે તોપણ એ વારતામાં જે જે બાબતો સમાયલી છે તેનો ટુંક સાર આપી વાંચનારની જીગ્નાસા ઉત્પન્ન કરવાની જે અમારી ફરજ છે તે બજાવવામાં અમે અગરજો જરા વધારે લંબાણ જઇ અમારા વાંચનારને ખરો સંતોષ આપવાના હેતુથી તેને જે કાંઇ કંટાળો આવીએ તેને માંટે દર ગુજર ચાહીએ છીએ.

એ વારતાની અંદર "અલાદીન" નામનો એક બહાદુર જુવાન અચ્છો ભાગ બજાવે છે. તે એક શૂરો, રૂડો અને બધી રીતે વખાણવા લાયક ખુબસુરત છે જુવાન છે; અને તે દરેક સાબાસીને યોગ્ય છે.

આ વારતામાં દરેક બનાવો એક બાગને ખાતર બન્યાછે. એ બાગની હયાતી કાકેસસ પર્વત તરફ ધારવામાં આવીછે. લૈલા અને અલાદીનને એ બાગ તેઓના બપાવાના વારસા તરીકે મળવાનો હતો તેથી તેઓને તે બાગનો ભેદ જાણવા તીફલીસ તરફ મુસાફરી કરવી પડી હતી અને તે બાબદ એક

લુટારાને ખબર પડવાથી તેણે તે બાગનું સુખ હાંસલ કરવાને જે જે કોશેશ કીધી છે તથા તેમાં તેની ઓરતે તેને ખરી વફાદારીથી જાહેર અને છુપી રીતે જે મદદો કરી નેકીનો રસ્તો અખત્યાર કીધાથી જે ફાયદા થાયછે તે બતાવી આપી તેની પાસે લુટારાનો ધંધો છોડાવી દીધો એ ખરેખર એક સ્ત્રીજાતીની વફાદારી, હુશિયારી અને બુદ્ધિ ઘણીજ તારીફ લાયક છે.

એ વતરોગ 'ત્યુનર' નામના એક બેવફા નોકરની નિમકહરામી—તેની ચોરોની સાથે સાંમેલગીરી—શાહાજાદી લૈલાને વેચી નાંખવામાં તેણે દેખાડેલી ક્રુરતા—ત્યાર પછી તેને બંધીખાનામાંથી છોડવવાની કલોદીસા નામની એક ઓરતની મદદ —અને ત્યારબાદ તેનું તલિસમાતી બાગ તરફ જવું અને ત્યાં તેના થતા માઠા હાલ એ સર્વે વાંચનારના દિલમાં અનેક લાગણી ઉત્પન્ન કરવા વગર રેહેશે નહીં.

માર્ઇરાની પોતાના ખુની પણ વાહાલા ભરથાર તરફની મોહોબત—તેનું મોત—અને તેનો મરતી વખતનો પશ્ચાતાપ—થેકલા નામની હકીમ જાદીની તેને સજીવન કરવાની હીકમત—કલોદીસાની હિંમત—સુલતાનના મેહેલમાંથી લૈલાનું નાસી જવું—અને સરવાળે તલિસમાતી બાગની મુલાકાત—એ સર્વેનું આ ચોપડીની અંદર વિસ્તારીને બ્યાંન આપેલું છે કે જેનો પુરતો રસ તે આખી ચોપડી વાંચ્યા વગર કદીપણ મળવી શકાય નહીં.

મુંબાઈ તા૦ ૧ લી સપ્ટેમબર સને ૧૮૮૫.

# લૈલા

અને

# તલેસમાતી બાગ.

## પ્રકરણ પેહેલું.

### એક જુવાન મુસાફર.

પ્રિય વાંચનાર "તલેસમાતી ગુલીસ્તાન" નો ભેદ જાણવા કાજે તને જ્યોરજીયા, તીફલીસ, અને તુર્કી તથા તેની વચ્ચે આવેલા બુલંદ કાકેસસ પર્વત અને તેની આગળનાં એનેટોલીઆના એકાંત મેદાંનમાં ધ્યાન દોડાવવું પડશે.

૧૮૫૩ ની સાલના સખત ઉનાળાની રૂત હતી; અને આવી ગરમીની રૂતમાં જ્યોરજીયાની પસ્ચિમ દિશા ઉપર આસમાનસાથે વાત કરતા બુલંદ ડુંગરો, જે કાકેસસને નામે હાલના જમાનામાં ઓળખાયછે, તેની નીચેનાં ઊજડ રણમાં આપણી વારતાની શરૂઆત થાયછે.

આવી ગરમીની મોસમમાં સખત તાપના દિવસની એક મધ્યાન બપોરના એક ઉંચા કદનો, પોહોળી પેશાની, અને મસ્ત બાજુનો જુવાન તેના ઘોડાને ચરતો મુકી ઝાડના છાયા તળે વિચારમાં બેઠો છે. તેની ડાબી બાજુપર એક બંદુક લટકાવેલીછે, તથા કમ્મરપર ચામડાંની મ્યાનમાં લપેટેલી એક ભારી શમશેર છે; પીઠપર એક મોટી ઢાલ, અને એક આબદાર ખંજર તેની કમ્મરને જેબ આપે છે. આ ખંજરની સાથે એક છ બારવાળી નાની પિસ્તોલ પણ આ જુવાનની પાસે મોજુદછે. તે ખુશ મિઝાજમાં બેઠો છે, તેટલાં એક મધ્યમ કદનો ઘોડેસ્વાર દોડતો આવી ઘોડાપરથી ઉતરી પડયો, અને પોતાના રક્ષની બાગદોર હાથમાં પકડી અદબ આદાબના તરી-

કાની રૂએ પોતાના ઘોડા સમેત પેલા જુવાનની ખીદમતમાં સર ઝુકાવી તેની પાસે આવી બેઠો. તેઓ વચ્ચે જે વાતચિત થઇ તે ઉપરથી પેલો ચીત્તાની સુંગાલનો જુવાન ખુશાલીનો પોકાર કરી શેરની મિસાલે જમીન ઉપરઉઠી ઉભો.

"અલ્લાહ મારી ઉમેદ બર લાવે. અલાદીન જેવો શિકાર જો આપણે હાથ આવે તો બીજું શું જોઈએ? ખાઝી તેં શું તેને નજરથી જોયો?"

ખાઝીએ ખાતરીથી જવાબ વાળ્યો, "આ ચશ્મોએ જો ભુલ નહીં કીધી હોય તો તે અલાદીન છે એમ કહેવાને હું હિંમતથી અલ્લાહ અને તેના પેગમબરના કસમ ખાઉંછું."

"તેમજ હોવું જોઈએ," પેલો પેહેલો જુવાન બોલ્યો, "સબબ મનસુરના નોકર લુનરે મને ખબર આપી હતી કે લૈલા અને અલાદીન એ બંનેની મુલાકાત લેવાનો મનસુરે ઠરાવ રાખ્યોછે, અને લુનર પાસ તેઓપર પેગામ રવાના કર્યો હતો. લુનરના કહેવા પ્રમાણે અલાદીન આજ રોજે આ રસ્તે તીફ્લીસ જવો જોઈએ; પણ મીંગરેલીઆની લૈલાનો વખ્ત અટકળ કરી શકાતો નથી. વારૂ ખાઝી, અલાદીન શું એકલો છે?"

"નહી, સરદાર," ખાઝી બોલ્યો; "તે જુવાનની સાથે તેના બે રસાલેદાર છે, અને જે ઘડી જાયછે, તેમાં તેઓ આ જગાપર આવી પુગશે."

ખાઝીના આવા સખુનો સાંભળી પેલા શેરની સુંગાલના જુવાને પોતાના કમ્મરબંધમાં છુપાવેલી એક નાહની સીસોડી કાહાડીને જોરથી વગાડી અને એક આંખના પલકારામાં તે જુવાન પાંચ હથિયારબંધ મરદ બાજુના ઘોડેસ્વારોની ટુકડીનો સરદાર થયો. પાંચ સ્વારો જેટલી ઝડપથી પેલા જુવાનની સીસોડીને માન આપી હાજર થયા તેના કરતાં વધારે ઝડપથી આ છઠો સ્વાર તેઓને લઇને સામેની બાજુપર આવેલી ગીચ ઝાડીમાં એક હરફ પણ બોલ્યા વિના ગુમ થઈ ગયો.

આટલા બનાવ ઉપરથી વાંચનારે જાણી લીધું હશે કે આ શખ્સો કાકેસસ પર્વતની તળેટીમાં રહેનારા રાહામારૂ હોવા જોઈએ. અને પેલો ચિત્તાની સુંગાલનો જુવાન તે આ ખુનખાર ટોળીનો વડો સરદાર **કીરી કહેરમાંન** હતો અને તેને ખબર આપનાર તેનો મદદગાર **ખાઝી** નામનો તેનો જાસુસ હતો. આ 'આબરૂદાર' લુટારા કાકેસસ પર્વતની કઢણમાં પોતાનું રેહેઠાણ રાખતા, અને માલેતુજાર વંજાર અને મુસાફરના કાફલાપર સામટા

મળી કુદી પડી તેમનાં ખુન કરી પોતાની જીંદગીના દિવસો અમન ચમનમાં કાહાડતા હતા.

આ લુટારાની ટોળીને પાહાડની કઢણમાં ભરાવાને વાર નહીં લાગ્યો તેટલામાં ત્રણ જુવાન હથિયારબંધ ઘોડેસ્વારો પોતાના ઘોડાને જોરથી દોડાવતા તે તરફ આવી પુગા. આ વેરાણ રણમાં ફક્ત ત્રણ દિશાએ ખુલ્લું અને ચોથી દિશા તરફ બુલંદ કાકેસસ પર્વત ઉભો હતો. તાપના સબબથી આ ત્રણ જુવાનોના ઘોડા થાકી ગયા હતા અને ખુલ્લી દિશા તરફથી ગરમ પવનના સપાટા મધ્યાન બપોરે આપણા આ જુવાન મુસાફરોને હેરાન કરતા હતા.

આવી મધ્યાન બપોરનાં સખત તાપનાં ગરમ સપાટામાં તેઓ વાત કરતા કરતા પોતાના ઘોડા આગળ ચલાવતા હતા.

"બ-મહેરે અલ્લાહ, આ સખત તાપથી તપેલાં રણની મુસાફરી આપણે હવે પુરી કરી છે; મને યકીન છે કે આપણ તીફલીસ હવે જલદી પુગશું."

"તું નામવરનું કહેવું બેજા છે. તીફલીસ જઈ પુગવા માટે બીજા ત્રણ દિવસ આપણને મંજલ કરવી પડશે, અને અલ્લાહનું ચાહાવું હશે તો પછી તીફલીસ જતાં કાંઈ વિલંબ લાગનાર નથી."

આ વાતચિત નામદાર અલાદીન અને તેના વફાદાર રસાલેદારો ઇબ્રાહીમ તથા હાફેઝ વચ્ચે થતી હતી. અલાદીન કોણ છે તે કહેવાની હાલ જરૂર નથી, પણ એટલું તો જાણવું જોઈએ કે તેના નામની સાથે 'નામદાર'નો એતાબ જોડાયલો હતો. તે હિંમતે પુરો, લડવામાં શુરો, અને હિકમતમાં હીરો હતો. તેણે 'નામદાર'નો એતાબ પૈસા ખરચીને મેળવ્યો નહીં હતો; કે નહીં મેળવ્યો હતો ખુશામત અને ફુરતાજથી; પણ તે બાહાદુર બળવંત નરે ખરી હિંમત દેખાડી તે મેળવ્યો હતો. તે શૂરો સંકટની સમે દુશ્મનની સામે નરેશેરનું કૌવત ધરાવતો; તે દાનાવનો દોસ્ત અને ગરીબનો કદરદાન હતો. તે ખુશામતને ધિક્કારતો અને માનને માટે બીજાઓની માફક વલખાં મારતો ન હતો; પણ રાસ્તીને એખ્તયાર કરી સતપર સદા જીવ આપતો હતો. એવો આ આપણો જુવાન અલાદીન શૂરો, રૂડો, ભલો, અને એ સઘળા ગુણો સાથ તે ખુબસુરત પણ હતો. તેની સાથના તેના રસાલેદાર પણ હિંમતમાં એક સરખા અને બળમાં પુરા હતા.

"એક—બે—ત્રણ! યા અલ્લાહ, આ ઝાડીમાં લુટારા છુપાયલા છે.

મેં ત્રણ બંદુકના બાર આ સામેની ઝાડીમાંથી સાંભળ્યા." "મેં પોતે પણ સાંભળ્યા," હાફેઝે ટેકો આપ્યો; "અને એક ગોળી તો મારી પાસથી પસાર થઈ."

બાહાદુર અલાદીને કાંઇપણ જવાબ દીધો નહી. તેણે તરતજ બાજુપર લટકતી બંદુક હાથમાં ધરી શેરની મિસાલે પોકાર માર્યો—"હુશિયાર રહો; ચાહવું અલ્લાહનું છે તો પલીદોને પળવારમાં જહાનમ વસલ કરી નાંખશું."

એક—બે—ત્રણ, એ પ્રમાણે પાછા ત્રણ બાર આંખના પલકારામાં જે બાજુથી પેહેલા ત્રણ બાર આવ્યા હતા ત્યાં બાહાદુર અલાદીને સવાલને ખાતર મોકલ્યા, અને થોડી વખત જવાબની રાહા જોતો ઉભો.

તરતજ કારીકહેરમાન અને બાઝી સામેથી નિકળી આવ્યા અને તેઓ અલાદીનનો રસ્તો બંધ કરી બંદુક તાકી સામે ઉભા.

બાહાદુર અલાદીનને આવા સંકટ સમે વિચાર કરવો નહીં પડયો. તેણે તરતજ પોતાના હરીફની સાંમે ઉપરાસાપરી બાર કીધા. તેટલાં પાછળથી બીજા ચાર જણે આવી તેઓને ઘેરી લીધા.

હાફેઝ અને ઇબ્રાહીમ તેઓને પુરા પડયા, અને આપણો બાહાદુર અલાદીન બે હાથે બબે છેડાયલા શેરોને જવાબ દેતો હતો.

'યયા હુઉ' *આવા પવિત્ર કલામ શુરા અલાદીને પોતાની જબાંન ઉપર લીધા અને એકજ બાર તાકીને માર્યો, કે તરતજ કારી કાહેરમાન તેના રક્ષની પીઠપરથી પટકાઇને જમીન પર પડયો.

'અલ્લાહ, આપણી ફતેહછે, એક ચંડાળતો બેજાન થયોછે; પાંચ બાકી રહ્યાછે.'

બે બીજા બારોમાં બાઝી અને તેના સાથીઓમાંના એક શિવાય સર્વે દુમ દબાવી નાહાસી ગયા. બાઝી જખમી થયો, અને તેના સાથી શીરકાફે બંદુકની લડત દુરથી ચાલુ રાખી. જખમી બાઝીએ નિર્બળ થઈ નાહાસવાની મરજી દેખાડી, તેવોજ શીરકાફ અલાદીનને લડતમાં દુર લઈ ગયો. બાઝીએ અલાદીનને દુર લઈ ગયલો જોયો તેવોજ તુર્કી ઝબાનમાં પોકાર મારી તેણે કહ્યું કે "કારી કહેરમાન તારી જીંદગી સંભાળ"

---

* 'ઈયાહુઉ' નો અર્થ 'યા ખુદા' થાયછે.

આ સઘ્ધુનો ફકી ખાત્રી નાહાઠો અને તેનો દુમબાલો હાફેઝ અને ઈબ્રાહીમ પકડવા જાય તેટલાં જમીનપર પડેલો ફીરીકહેરમાન પવનની ચાલના પોતાના ઘોડાપર એકદમ કુદી બેઠો, અને વીજળીની ઝડપથી પોતાના ઘોડાને દોડાવી નજર આગળથી ગુમ થઈ ગયો, અને તેની સામેની બાજુપર ફીરીને નાહાસતો જોઈ શીરકાફ પણ નાહાઠો.

અલાદીન એક પુતળાંની માફક આ બનાવ જોઈ સ્તંભ થઈ ઉભોજ રહયો.

---

## પ્રકરણ બીજું.

### ફરેબની જાળ—મોહેબતનું છટકું.

અલાદીન પોતાના સઘળા દુશ્મનોને હિચકારાની માફક નાહાસી જતા જોઈને ખુશી થવાને બદલે દલગીર થયો. સબબ હમણાજ તેને માલમ પડ્યું કે જમીનપર પડેલો પેલો મસ્ત બાજુનો જુવાન તે આ ફકેસસી લુટારા નો સરદાર હતો, અને પોતાની મતલબ જાળવવા માટેજ તેણે જમીનપર મુરદાં માફક પડી ઢોંગ કીધા હતા. અલાદીને વિચાર્યું કે જ્યારે ફીરીકહેરમાંન તેના ઘોડાપરથી જમીન પર પડયો તે વેળા જો તેણે પોતાના ઘોડાપરથી ઊતરીને તેને કેદ કરવાની કોશેશ કીધીહોત તો આ બુલંદ તનનો કહેરમાન તેને તરતજ પોતાની ચુંગાલમાં પકડી લેત, અને ત્યાર બાદ હાફેઝ અને ઈબ્રાહીમને જેર કરવામાં તેઓને વધુ મહેનત નહીં પડતે. ખરેખર ફીરી કહેરમાંને આવી જાતનો એક ફાંસો નાંખ્યો હતો. આવા નીચ ફરેબીઓથી તે છેતરાયો તેથી દલગીર થતો તે પોતાના રસાલા સાથે આગળ ચાલ્યો અને હાફેઝ અને ઈબ્રાહીમ તેની તારીફ કરવા લાગ્યા.

સમી સાંજનો વખત અને નમતો પોહોર થવા આવ્યો હતો, કેમકે વાંચનારને યાદ હશે કે આપણી વારતા બપોરના તાપમાં શરૂ થઈ હતી અને જુવાન અલાદીને જે ફતેહ મેળવી તે ફતેહ મેળવતાં તેને અલબત ચાર કલાક સખત તાપમાં જબરી મહેનત કરવી પડી હતી. તે મહેનતથી બેકરાર

થયલો દીસ્યો અને પ્યાસને મટાડવા પાણીની તલબ કરવા લાગ્યો. તે ઝમા-નથી હર વખ્ખત તેના પેગમબર હઝરત મહમદને યાદ કરતો અને કહેતો કે "ઈયા પેગમબર, રાતને સમે આસાયશ લેવા એક એવી જગા અમને બક્ષ કે તે જગા પર પાણી અને પવન અમને મળી શકે." આવા વિચારોમાં અરસપરસ વાતો કરતા આ ત્રણ જુવાનો એક રસ્તાના નાકા ઉપર આવેલી એક ઝુંપડી આગળ આવી પુગા.

આ રસ્તાપરથી ત્રણ જુદા જુદા રસ્તાના ફાંટા તેઓએ જોયા; તે-ઓએ પોતાના ઘોડાઓની લગામ ખેંચી પકડી, અને કયે રસ્તે આગળ વધવું તેના વિચારમાં આ ત્રણ અણજાણ્યા મુસાફરો ઉભા. આસપાસ નજર કરતાં એક ગરીબ કંગાલ ખેડુતને તેઓએ હાથમાં લાકડી પકડી બેઠેલો દીઠો.

પેલો ખેડુત તેઓને પોતાની તરફ આવતા જોઈ બોલ્યો "એ દાતા, ઓ ગરીબનવાઝ તું ખરોજ મુસલમાન હોય તો મારા હાલપર માહેર કરી અલ્લાહતાલાએ તને આપ્યું હોય તો મને કંઈ પણ બક્ષિશ આપ."

ઈબ્રાહીમે અલાદીનને ભલામણ કરી કે આ કંગાલ ફકીરને કાંઈ બ-ક્ષિશ આપી તીફલીસનો રસ્તો પુછીશું તો જરૂર તે આપણને કહેશે.

આ ત્રણ જુવાનો પેલો કંગાલ જે થોડે દૂર જમીનપર બેઠો હતો તેની પાસે ગયા. અલાદીને એક સોનાની મોહર તેના આંગ ઉપર ફેંકી સ-વાલ કીધો, "અએ પીર મર્દ, આ ત્રણ જુદા જુદા રસ્તામાંથી તીફલીસ જવાનો રસ્તો કયોછે?"

પેલાએ પેલી સોનાની મોહર ઊંચકતાં આશીસ દીધા, "અલ્લાહ તારી મુરાદ બર લાવે, અએ ગબરૂ, આ જમણા હાથપરનો રસ્તો તને તીફલીસ લઈ જશે."

પાછી મુસાફરી શરૂ થઈ, અને ત્રણે જુવાનો પેલા કંગાલના જણા-વ્યા પ્રમાણે જમણા હાથ ઉપર આગળ વધ્યા. ચંચળ હાફેઝ પેલા કંગા-લના ચેહેરા તરફ આ સઘળો વખ્ખત ટીકી ટીકીને જોતો હતો, સબબ તેને એવું લાગ્યું કે આ કંગાલની શીકળ તેણે કોઈવાર નજરે નજર દીઠીછે, તોપણ તે અટકળ કરી શકયો નહીં કે એ કોણ હતો.

આ ત્રણ જુવાનો તે તરફ ગયા, અને પેલો કંગાલ પોતાની ઝુંપડીમાં ગયો.

"ચંડાળ તારા પૈસાને હું પથ્થરપર પટકું છું." એમ બોલી પેલા કંગાળે પોતાની ઝુંપડીના દરવાજા આગળ પેલી સોનાની મોહર જમીનપર ધિક્કાર સાથ પટકી અને શીરકાફ પાસે પાણી માગી એક પળમાં આ કંગાળે પોતાનું મોહડું ધોઈ નાખી માથાપર ફેંટો વીટાળ્યો અને પોતાનો અસલ પોશાક પેહેરી કમ્મરપર શમશીર અને ખાંધપર બંદુક લટકાવી. અને આબદાર ખંજરને કમ્મરબંધમાં ખોસી ઝુંપડીમાંથી કકિસસ પર્વતની કઢણ તરફ નિકળી ચાલ્યો. એ ભીખારી કોણ હશે ?

આ કંગાલનો ચહેરો હાફેઝ ટીકી ટીકીને જોતો હતો, તેનું કારણ એજ કે આ કંગાલની શીકલ તેણે કોઈ ઠેકાણે જોઈ હતી. પણ તે ઘડી તેને પીછાની શકયો નહીં તેનુ કારણ કે તેના મોહડાં ઉપર રંગ લગાડી એક ઉજળા વાળની મોટી દાહાડી પેહેરીને તપકીરીઆ રંગના લેબાસમાં તે બેઠો હતો. અને આવા લેબાસ હેઠળ તેનું અસલ અંગ રંગ અને રૂપ ઢંકાયલું હતું, તોપણ ચંચળ હાફેઝની તિક્ષણ નજરે તરતજ જાણી લીધું કે એ કોઈ પીછાનવાળો હતો. વાંચનારે જાણવું જોઇએ કે આ કંગાલ બેદુતના પોશાકમાં છુપાયલો શખસ બીજો કોઈ નહીં પણ ફીરી કહેરમાન પોતે હતો. તેણે અલાદીનને ખોટી રાહા દેખાડી ભમાવવાનો વિચાર કરી આ પ્રપંચ રચ્યો હતો અને તે પ્રમાણે કરી તેના સાથી શીરકાફ સાથે તે નિકળી ગયો તે આપણે ઉપર જોયું છે; પણ તે કયાં ગયોછે ?

જરા સબર—આપણા શુરા રફીકે એટલીવારમાં કેટલી મંજલ કાપીછે તેની ખબર લઇએ. ઘણીજ થોડી. હજી તો આફતાબના અસ્ત પામતાં કિરણો આસપાસની ઝાડીમાંથી તેઓને છુપાઈને જુવેછે. હજીતો મગરેબની નીમાજનો વખત થાયછે. તેટલાં જુવાન અલાદીનની નજર દુરથી એક ઉભા કરેલા નાના જેવા તંબુપર પડી. તરતજ તે ચમકી બોલી ઉઠયો:—

"જોયું ઈબ્રાહીમ, પેલા સરોવરના ઝાડના ઓથાની કઢણમાં પેલી ઊંચી કાઠી ઉપર કોઈનો નાનો તંબુ લટકેલો છે તે !"

"હા નામદાર" ઈબ્રાહીમે જોઇને કહ્યું "મને દેખાય છે, જરા આગળ આપણે જઈશુંતો માલમ પડશે કે તે કોણનો છે."

તેઓ ત્રણે જણા આગળ વધ્યા તો તેઓની ખુશીનો શું પાર ! નિર્મળ નીરનુ એક સાફ કાચ જેવું સફેદ સરોવર તેઓની નજરે પ-

ડચું. અલાદીને તરતજ પોતાની પ્યાસને મટાડી અને પાછો ઘોડેસ્વાર થઈ જરા આગળ વધ્યો.

"હા ! હા ! આ શું સુંદર હલીઆરી ! મને યકીન છે, ઈમાનદાર ઈબ્રાહીમ, કે આપણ કોઈના બાગમાં દાખલ થયા છે. સબબ આ જમીન પરની લીલાતરી ખુદરતનો ન્હાનો પણ આદમીના હાથની બનાવટનો નમુનો મને દીસેછે, આ કેવી મનહરણ કરનારી જગા ! કેવાં રંગ બેરંગી ફૂલો !" જેમ જેમ આ ત્રણ મુસાફરો આગળ વધતા ગયા તેમ તેમ તેઓને આસપાસાની જગા વધારે પસંદ પડતી ગઈ. જરા વધારે આગળ ચાલ્યા અને અલાદીનના કાન પર સુંદર સિતારના સરોદનો ઝમકારો આવ્યો. તે ઘણો અજાયબ અને ખુશી થયો. તેણે આસપાસ નજર ફેરી પણ સિતારનો વગાડનાર નજરે નહીં પડયો. તેના કાનની ખાતરી થઈ, પણ આંખની ખાતરી નહીં થવાથી તે અધીરો થયો. તેટલાં પેલાં સરોવરને કિનારે એક સુંદર નારી તેણે દીઠી. તેણીની પડોસમાં એક સિતાર પડેલો હતો અને તેણીની પાઠની પાછળ એક ઘટાદાર સરોવરનું ઝાડ ઉભું રહીને મગરૂર થતું હતું.

"આહા બહેસ્તના ફીરેસ્તા ! દુનિયાની હસ્તિ ! આદમજાતના સુખ ! ઓ પરીપેકર નાર ! એ જીનસ્તાનની હુરી ! આ આવી જગાપર તે આસમાન પરથી ઉતરી આવી હશે કે શું !" આવાં વિશેષણો લગાડી અલાદીન પોતાના દીલમાં મગન થતો હતો.

તે સુંદર નાર સિતાર વગાડતી બંધ પડેલી હતી અને પોતાનાં ધ્યાનમાં ઉંડો વિચાર કરતી બેઠી હતી, તોપણ જરા જરા વારે તેણીના આંગળાં સિતારના તાર સાથે લડત કરતાં હતાં. અને જો કે અલાદીનેતો તેણીને જોઈછે, પણ તેણીની નજર અલાદીન પર પડી નથી.

આપણો જુવાન મુસાફર પોતાના ઘોડાને જરા બાજુ પર લઈ ગયો અને પેલી મનમોહન નારનો ચેહેરો દુરથી જોવા લાગ્યો.

"અરે મને લાગેછે કે નબીઓ અને પયમબરોની રીફાકતમાં રહેનાર હુરીઓમાંની એક હુરી આ જગાપર આવી બેઠીછે !" આવા ભમતા વિચારોમાં અલાદીન પોતાની અક્કલનો કબજો છોડતો જતો હતો, અને તેવી હાલતમાં હાફેઝે ઈબ્રાહીમને કહ્યું "જોયું બીરાદર, આપણા સરદારનો ચહેરો પિળાશ પકડી ગયો છે," પણ તેઓ કાંઈ પણ બોલી શકયા નહીં.

સબબ આ નિમકહલાલો પોતાના માલિક તરફ પોતાની ફરજ અને આદાબનો હક અદા કરતા હતા. એક તરફ હાફેઝ અને ઈબ્રાહીમ પોતાના માલિકની બદલાતી જતી ચાલપર પરેશાંન થતા અને બીજી તરફ બહાદુર અલાદીન ખુદરતની પેલી બેમુલ બક્ષીસની જાળમાં જેમ વખત જતો તેમ વધારે ને વધારે ગુંચવાતો જતો. તેટલાં ત્રીજી તરફ પેલી આકાશની હુરી પોતાના સુંદર હાથ પગ પેલા રૂપેરી ચશ્માના પાણીમાં ધોવા લાગી, અને પછી તરતજ પોતાના હાથમાં સિતાર લઈ મધુર આવાઝથી ખુદાની સીફતમાં એક સુંદર ગીત ગાવા લાગી.

---

## પ્રકરણ ત્રીજું.

### માહરિ અને અલાદીન.

પ્યાર, પ્યાર, તારી આતશી શક્તિ માણસના દિલને બાળીને ખાક કરેછે, તો પણ પ્યારમાં પડેલાંની નજરમાં તું પ્યારો અને સદાનો વાહાલો છે.

અલાદીન પેલી પરીના પ્યારમાં પડયો, તેણે પોતાની અક્કલ ખોહી, અને ખોદાની આવી બક્ષીસ જોઈ મનમાં બોહલ્યો કે " એ અલ્લાહ ! તારી બેમુલ બક્ષીસનો હું ખાકસાર કેમ પામું ભેદ ? આ જંગલછે કે ગુલીસ્તાંન, આ બાગછે કે ચમને ફીરદોસ, આ ખરો દેખાવછે કે દુનિયાના પરદાપર એનેટોલીયાના પર્વતોના પેટમાં છુપાવેલો **તલેસમાતી બાગ** છે !" જેમ જેમ તે પરીપર વધારે નજર કરતો તેમ તેમ વધારે ગુંચવાતો હતો, જેમ જેમ તે વધારે ગુંચવાતો તેમ તેમ તે પોતાને વધારે ભુલતો હતો ; પણ પ્યાર મુંગાને બોલાવેછે અને હિચકારાને હિંમતવાંન કરે છે.

ત્યારે શું અલાદીન આ પુતળીનો પુંજારી થયો હતો ? શું તે પુતળી પર અલાદીન આશક પડયો હતો ?

નહીં નહીં, વાંચનાર, એટલી ગેરઈનસાફી અલાદીનને તું ના આપ. જરા ખુદરતનો ખ્યાલ કર, અને જો તે ખ્યાલ કરવાને નહીં બને તોપણ એ-

ટલે બધો ગેરઈનસાફ આલાદીનને નહીં ઘટે. અલાદીન પ્યારમાં પડયો, પણ કયો પ્યાર કેવો પ્યાર તેની તપાસ કરવી જોઇએ અને પછી અલાદીનના પ્યારને ઈનસાફ આપવો; કારણ કે માતપિતા તથા ભાઈબેનના તરફના પ્યારની ચોક્કસ હદ હોયછે.

વળી દોસ્તીનો તરીકો એક અરસપરસના પવિત્ર ભરોસાથીજ મજબુતી પકડેછે. પણ માશુક તરફના પ્યારને શ્યાણા વાંચનાર હદ કે છેડો છેજ નહી.

તેમ અલાદીનનો પ્યાર તેણીની તરફ પવિત્ર હતો. તે દોસ્તીના તરીકાથી તેનો આશક થયો હતો અને ખાલિસ દિલથી ખુદાની બક્ષીસને તે ચાહતો હતો. તે આ પ્રમાણે પ્યારમાં લપટાઈ ઉભો હતો, તેટલાં તેના ઘોડાએ અવાજ કીધો અને પેલી પ્યારની પુતળીએ પોતાની પીઠ પાછળ જોયું ? ધાસ્તી અને હેબતની નિશાંનો એક આંખના પલકારામાં તેણીના ચહેરા પરથી ઉડી ગઈ, જે અલાદીન જુવે તેના કરતાં હાફેઝે વધારે બારીકીથી નોંધી લીધાં.

" અએ મનમોહન નાર" અલાદીન ઘોડાપરથી ઉતરી પાસે આવી નમીને બોલ્યો, " મારા આવવાથી કાંઈપણ ખલલ તારા ખ્યાલમાં થઈ હોય તો એક તુર્કી તારી પાસ દર ગુજર ચાહેછે. હું તીફ્લીસનો મુસાફરછું. અને અવાજ તારા સિતારનો સાંભળી ભુલો પડયો છું."

પેલો પુનમનો ચંદ્ર ચુપ થઈ ગયો અને અલાદીન એવું સમજયો કે એક મીણનું પુતળું તેની મશ્કરી કરવા સારૂં પરવરદેગારે આ જગ્યાએ ઉતાર્યું છે!

વાંચનાર તમને ખબર હશે કે દુનિયાની સપાટી ઉપર સીરકાસીયાની ખુબસુરતી આગળ જેહાંનની કુલે સુંદરીઓ રદ છે. આ જમાના અને આ સદીનું તે પરેસ્તાંન ગણાયછે; આ કીસમીસ દરાખનાં આંખોવાળી છોકરી જે ઘડીભર સાધુઓની સંધ્યા અને તપસ્વીઓની તપને ભુલાવે, તે કોઈ નહીં પણ સીરકાશીયાનીજ રહેનારીછે. અલાદીન દિલમાં બોલ્યો—" કદાચ જો હું ભુલતો નહીં હોઉં તો પેલા કંગાલ ખેડુતે મને ભમાવ્યોછે. અને તીફ્લીસ જવાનો રસ્તો તેણે ખોટો દેખાડયોછે."

પુનમનો તે દિવસ હતો, તેથી ફલકપર પુર પ્રકાશતો ચંદ્ર ખલકપરના પેલા સીરકાશીયન ચંદ્રને દીપાવતો હતો.

પેલી જુવાન પરીએ અલાદીનના સવાલનો જવાબ વિચાર કરી ઘણે

વારે આપ્યો, "હું પણ તીફલીસ જનારછું, અને આ તંબુ મારો પોતાનોછે; હું અને મારી બે દાસીઓ શિવાય મારા રસાલામાં એક પણ મરદ નથી, અને જે વખત જાયછે, તે અમારી મંજલ કાપવાની તૈયારીનો છે."

અલાદીને આ બોલતાં બુલબુલના મોહડાંમાંથી ખરતાં ફૂલો ચુંટી લીધાં. અને જવાબ દીધો, "રાતને સમે તમો નાજુક અબળાઓનો સાથી કોઈ નહીં હોવાથી જો કાંઈ અડચણ નહીં હોય તો હું મારા બે બાહાદુર રસાલેદાર સાથ તમારો સાથી થવા તૈયારછું. આ જંગલમાં લુટારાઓની ધાસ્તીછે; હમણાજ એક લુટારાની ટોળી મને મળી છે, અને જો અલ્લાહ યારી નહીં આપતે તો, ઓ સુંદર નાર! આ વધાઈ તને કહેવા આ તરફ સલામત નહીં આવતે." પેલી સુંદરીએ જવાબ વાળ્યો "મને કાંઈ પણ અડચણ નથી. તમો દુરથી આવ્યાછો, માટે તમને જરા આસાએસની જરૂરછે." એમ કહી પેલી સીરકાશીઅન ઓરતે પોતાના તંબુ તરફ નજર કરી બે હાથે તાળી પાડી અને થોડા વખતમાં બે સુંદર તુર્કી છોકરીઓ હાથમાં ખાંનાના ખુમચા અને શરાબની સુરાહી લઈ લટકતી ચાલે આવી તેઓની આગળ જમીનપર તે ખુમચો અને સુરાહી મુકયાં. પછી હાફેઝ અને ઈબ્રાહીમ જે અલાદીનથી થોડે દુર ઉભા હતા તેઓને પેલી બે જવાન છોકરીઓ ઈશારત કરી તંબુમાં તેડી ગઈ.

હાફેઝ બોલ્યો, "બીરાદાર ઈબ્રાહીમ, પેલી પરીપેકર બેશક બેમુલ ગોહરછે, અને તેણીની ચશ્મોમાં એક અજબ જાતનો ઉજાશ મને માલમ પડેછે." ઈબ્રાહીમે જવાબ દીધો નહીં અને તેઓ બંને જણ તંબુમાં દાખલ થયા.

દેશના રિવાજ પ્રમાણે આપણો જંગી અલાદીન પેલી સુંદરી સાથ તંબુની બાહાર અને હાફેઝ અને ઈબ્રાહીમ પેલી પરીપેકરની દાસીઓ સાથ તંબુમાં સુફરાપર બેઠાં.

વાતચિતમાં પેલી જુવાન નારે અલાદીનનું નામ જાણ્યા બાદ જણાવ્યું કે "મારૂં નામ માઈરા છે, અને હું સીરકાશીઆની રહેનારીછું અને તીફલીસમાં મારાં સગાં રહેછે તેની મુલાકાતે જાઉંછું." એમ કહી માઈરાએ પોતાને હાથે બંને જાંમો શરાબથી ભરી, અને એક અલાદીનને આપી બીજી પોતે લીધી; પણ અલાદીન હસમાન અલીની ઓલાદનો એક મુસલમાન હોવાથી શરાબને તે હરાંમ ગણતો તેથી તેણીને માંનસાથે નાપાડી;

પણ માઈરા જે ખ્રિસ્તિ ધર્મના વિચારને મળતી હતી તે તરતજ પીઈ ગઈ, અને આપણા મુસાફરે શરાબને બદલે શરબત નોશ કીધું. ટુંકમાં તેઓએ રાતની શરૂઆતમાં પોતાની મુસાફરી શરૂ કીધી. ચંદ્રમાના પુર પ્રકાશમાં છ મુસાફરોએ પોતાના ઘોડા દપટાવ્યા. અલાદીન માઈરાની સાથે પોતાનો ઘોડો ચલાવવા લાગ્યો, અને પેલી બે તુર્કી છોકરીઓની સાથે હાફિઝ અને ઈબ્રાહીમ અલાદીન અને માઈરાથી થોડે દુર પાછળ ચાલવા લાગ્યા.

પેલી સુંદરી બોલી, "બે કલાકમાં આપણ એક કુશાદે મકાનનો આસરો પામશું અને તે આપણી રાહની થાક, અને મંજલની મુસ્કેલી મટાડવાને લાયક થઈ પડશે."

"એમજ છે તો ઘણુંજ સારૂં," અલાદીન બોલ્યો. "આપણા ઘોડાને જરા જલદીથી દોડાવશું તો તેટલાં જલદી ત્યાં જઈ પુગશું." એમ કહી માઈરા તથા અલાદીને પોતાના રક્ષને જોરથી દોડાવ્યા; પણ તેવામાં એકાએક માઈરાના મોહડાંપરનો બુરખો (જે હજુ સુધી તેના ચહેરાપર પડેલો હતો તે) ઉડી ગયો અને ચંદ્રમાના ચળકાટથી જ્યારે માઈરાનો ચહેરો અલાદીને સાફ જોયો ત્યારે તે ખરેખર જખ્મી થયો.

રાહના દરમ્યાંનમાં તેઓ વાત કરતાં આગળ ચાલ્યાં; પણ અલાદીનની સુધ બુધ વખત જતે ઠેકાણે નહીં રહેવાથી તે કંઈનું કંઈ બકવા લાગ્યો.

થોડી વારમાં તેઓ એક જુના મકાનની આગળ આવી ઉભાં. માઈરા ઘોડાપરથી તરતજ નીચે ઉતરી પડી, અને અલાદીન પણ ઉતર્યો, અને તેટલા વારમાં હાફિઝ અને ઈબ્રાહીમ તેમના સાથીઓ સંગાત આવી પહોંચ્યા.

બાહારથી દરવજો ઠોકયો. અંદરથી સવાલ થયો. "એ કોણ છે?" માહરાએ જવાબ વાળ્યો "તને પુછવાની કાંઈ ગરજ નથી, દરવાજો ઉઘાડ, એટલે તું તેઓને જોશે."

દરવાજો ઉઘડયો, અને એક બુઢાને તેઓએ જોયો. ચારેઆંખો એકઠી થતાંજ માઈરા બોલી, "અમારા છ ઘોડા છે, તેની અચ્છી માહાવજત તાહરે કરવી, કાલ સહવાર પડતાંજ અમારી મુસાફરી તીફલીસ સારૂં શરૂ થશે; હમણા અમને ખાંનાની જરૂર છે," માઈરાએ એટલા હરફ જરા ભપકામાંજ કહયા, અને પોતાની થેલીમાંથી થોડીક મોહરો કહાડી પેલા બુઢાના હાથમાં આપી.

"મોટી મહેરબાની થઈ," પેલો બુઢો બોલ્યો, "આ દિવાનખાનામાં તમો પધારો, અને તમે છોકરીઓ પછવાડેના દિવાનખાનામાં જાઓ, હું તમારા ઘોડા અને ખાંનાને સારૂ તજવીજ કરૂંછું." માઈરા અને અલાદીન પેલાં દિવાનખાનામાં દાખલ થયાં.

"મને લાગેછે કે આ મકાંનથી તું સુંદર નાર સારી પેઠે ખબરદાર છે!" અલાદીને આડકતરી રીતે સવાલ કીધો.

"તીફલીસ જતાં આ એકજ ઘર મુસાફરોના ઉતારા સારૂં છે, અને હું ઘણી વખત અહીંઆં તીફલીસ જતાં આવતાં રહીછું. હું દલગીરછું કે મેં પહેલેથીજ તું નામવરને જણાવ્યું નહીં કે હું મારા જીવની માલેક અને સ્વતંત્ર છું."

તેઓ બન્ને જણ એક સુંદર દિવાનખાનામાં જઈ પુગાં, અને પેલાં ચાર જણ બીજે ઠેકાણે ગયાં. અલાદીન માઇરાની મહોબતના વિચારમાં મશગુલ હતો. તેટલા વારમાં માઈરા એકાએક બેઠેલી હતી તે ઉઠી અને જે દિવાનખાંનામાં તેઓ બન્ને જણ બેઠાં હતાં તે દિવાનખાંનાના દરવાજા માઈરાએ બંધ કરી નાંખ્યા.

એ માઈરા કોણ હતી? આગળ ચાલતાં આપણે જોઈશું.

---

# પ્રકરણ ચોથું.

## પ્યારની કરાંમત.

આપણો શૂરો અલાદીન જે વિચારના વમલમાં ગોતાં ખાતો હતો તે આ સુંદર નાજનીનની આવી હિંમત ભરી ચાલથી, અને આ એકાંત દીવાન ખાનામાં તેણીને અને પોતાને દરવાજા બંધ થયા પછી તદન એકલાં જોઈ ગભરાટમાં પડયોને સમજી શકયો નહીં કે આ કેવી રીતની જાળમાં તે ફસ્યો છે. તે લડવા સારૂં બિહતો નહીં હતો અને ડર વિષેતો તે અણજાણ્યોજ હતો, તે દુશ્મનથી બિહતો નહીં તેમજ જાનની પરવા નહીં કરતો હતો. ત્યારે એવી રીતે ગભરાંટમાં પડવાનું તેને શું કારણ?

પ્યાર, તે પ્યારના વલાંમાં વીટળાઈ ગયો હતો ; તે બહાદુર નર જે નરે-શેરની સાંમે લડવાને ડરતો નહીં, તે નરના લબ આવે સમે લથડવા લાગ્યા ; તેની કાંસા જેવી છાતી, જે દુશ્મનોની સાંમે લડવા હિંમત ધરતી તે આ એક ઓરતની સાંમે એકાંત ઓરડામાં ધકધક થવા લાગી: શું કરવું તે તેને તરત વેળા સુઝ પડયું નહીં ; તેની હાલત એક ખરી મોહોબતમાં, ખરા પ્યારમાં ફસી પડેલા દરદીના જેવી હતી.

ત્રીજા પ્રકરણમાં આપણે અલાદીનને ખાલેસ પ્યારમાં પડેલો જોયોછે, તે પ્યાર હવે એક પાયરી ચડયોછે એટલે તે માઈરા પર આશક પડયોછે. તે વેળા તે માઈરાને ફક્ત દોસ્તીના એખલાસથી ચાહાતો હતો ; પણ જ્યાથી રસ્તામાં માઈરાનો બુરખો ઉડી ગયા અને તેણે તેણીની સુંદર શીકલ જોઈ ત્યારથી તે અરધો દીવાનો થયો હતો. પ્રિય વાંચનાર, માઈરાની મોહોબતના ચેરાગ પર અલાદીન પરવાનો બન્યો હતો ; અને તે ચેરાગની ગરમીથી તે બળીજળી ખાક થતો હતો.

પેલી પરીપેકર ઓરત દિવાનખાનાના દરવાજા બંધ કરી પોતાની પડોસમાં આવીને બેસશે એવી આશા અલાદીને કદી પણ નહીં રાખી હતી. તે મનમોહને દરવાજા બંધ કીધા તે વેળા અલાદીને તેના ચહેરા પર કામદેવને પ્રગટ થયલો જોયો હતો; અને તેથી તે વધારે ગભરાટમાં પડયો પણ જ્યારે તે કામીની તેની પડોસમાં આવીને બેઠી ત્યારે તે હિચકારો બની ગયો અને ધ્રૂજવા લાગ્યો.

આ તે કેવું સાંટક ! આ તે કેવી તક ! " મે પેહેલથીજ તું નામવરને જણાવુંછે કે મારી મરજીની હું માલિક છુ," પેલી પરીએ અલાદીન આગળ એકાએક વાત છેડી. " અને તેમજ હું ધારૂ છું કે તું પ્યારો પણ પોતાની મરજીનો માલિક હશે." આટલો બોલો બોલી માઈરાએ પોતાના સફેદ બરફ જેવા હાથ અલાદીનની ખાંધ પર નાંખ્યા.

" અયે પરી પેકર નાર, હું શું કહું તે મને સમજ પડતી નથી," અલાદીને ટુંકમાં પતાવ્યું.

" ખુબસુરત જુવાન સમજ પડવા જેવું એમાં કંઈ નથી," માઈરા અલાદીનની છાતી પર અઢીંગી બોલી.

" અલાદીન, પ્યારા અલાદીન, જ્યારથી—" પણ તેટલાં દરવાજા તર-

તજ ઊઘડી ગયા અને એક જુવાન ઓરત ખાંનાનો ખુમચો લઈને દાખલ થઈ, અને દિવાનખાનાની વચમાં પડેલી મેજ ઉપર સુફરો બિછાવ્યો, અને શરાબાનો સીસો તથા ખીલારની જાંમો મુકી દરવાજો બંધ કરી પાછી ગઈ. પેલી ઓરતના દાખલ થવાથી માઈરાના કામમાં ખલલ પડવાથી તે બોલતી અચકી પડી હતી, પણ હવે તે ઉઠી અને અલાદીનનો હાથ પકડી મેજ આગળ લઈ ગઈ. આટલા વખતના અરસામા જુવાન અલાદીન જે હિચકારો બન્યો હતો તે હિંમતવાન થયો.

ખાના પર બેઠાં પણ અલાદીનને બીલકુલ ખાવા ગમ્યું નહીં પણ માઇરા સારી રીતે પોતાનું કામ કરતી હતી.

માઈરા—અલાદીન, તું જો મને ચાહતો હોય તો હું જે શરાબની જાંમ મહારે હાથે ભરી તને આપું છું તે તારે નોશ કરવી. "

અલાદીન— મનમોહન માહાબુબ જો કે મારા ધર્મના તરીકાથી શરાબ મને બીલકુલ હરામ છે તોપણ તું પ્યારીના પ્યારને ખાતર હું તારા સુંદર હાથે ભરેલી જાંમ નોશ કરૂં છું.

હા ! પ્યાર, તારી કેવી શક્તિ ! તારી કેવી કરાગત ! અફસોસ !—

મોહબતનો મરજ માણસને માટે મોટું મોતછે; ખુબસુરતી ખરેખર ખુબીવંતાઓનું ખાંનુખરાબ કરેછે. પ્યારમાં પહેલવાનો પણ પોતાનો પ્રાણ પળવારમાં ખોયછે; તેમજ અલાદીન પ્યાર અને ખુબસુરતી તથા મોહબતનો ભોગ થઈ પડયો—તેણે પ્યારને સારૂં શું શું કીધું ?

તેણે પ્યાર અને મોહબતને માટે પોતાનો ધર્મ તજી દીધો, અને ખુબસુરતીથી આજેજ બની માઈરાને તાબે થયો.

માઈરાએ એક બીજી જાંમ તેને તરતજ ભરીને આપી અને એમ દમ પર દમ અલાદીને જાંમો નોશ કરી. માઈરા જે તેની સાંમેની બાજુપર બેઠી હતી તે તરતજ ઉઠી અને હવે તે અલાદીનની પડોસમાં જઇને બેઠી અને પ્યારના કલાંમો અલાદીનના કાનમાં રેડવા લાગી.

માઈરા— વહાલા અલાદીન તું ખરેખર બહાદુર દીસેછે આ તારી શમશીર જોઇ તારી મરદાનગી વિષે મને કંઈક વિચાર આવેછે કે તું લડાઇના વખતે શું શું કરી શકતો હશે !

એમ કહી તેણીએ તેની કમ્મર સાથે લટકતી પેલી તલવાર હાથમાં

લીધી અને ઘણાજ પ્યારથી જેમ એક બાળક પોતાની રમત સાથ ખેલ કરે તેમ માર્ઈરા તે શમશીર સાથે રમવા લાગી અને ઘડીમાં તે પોતાની આં-ખોમાં દાબતી તો ઘડીમાં તેને બોસા લેતી અને ઘડીમાં તે તેને પોતાની છાતીસે દાબતી અને બોલતી કે—

"આહા! જેટલી ખુશાલી મારા પ્યારાને મારા સીનાસાથે લગાડવાથી લાગે તેટલી બલકે તેથી પણ વધારે આ શમશીરપર પ્યાર કીધાથી મને લાગેછે, સબબ મારા જીગરના હારની ખરી ખુબી અને બાહાદુરી આ તેની શમશીરથી છે." અલાદીને પોતાની ઉમ્મરમાં કોઇપણ વખત શરાબ પી-ધેલો નહીં તેથી તે આ વખતે શરાબનાં ખુશ કેફમાં હતો અને તેથી આ પરી જે કંઈ કરતી તેનીપર કાંઈ પણ ધ્યાન આપતો નહીં હતો.

અલાદીનપર શરાબની અસર થવા માંડી અને હવે તેને પોતાની હા-લત વિષે કાંઈપણ વિચાર રહ્યો નહી. જોકે તેનું મગજ ફરતું હતું, તોપણ તેણે માઈરાને એક જામ ભરીને આપી અને બીજી પોતાના હાથમાં લઇને માર્ઈરાની સલામતી ચાહાવા લાગો; પણ તેટલાં એકાએક જબરા ધડાકા સાથ દિવાનખાનાના દરવાજા જોરથી ઉઘડી ગયા; માઈરા એકાએક એક ભયંકાર ચીશ પાડી થોડાં કદમ પાછળ હઠી, અને એક જુવાન ધસારાબંધ દિવાનખાનામાં ચાલી આવ્યો. અલાદીન તરતજ ઉઠી ઉભો, શું સબબથી તે ઉઠેછે તેની પણ તેને ખબર નહીં હતી. તે જુવાન કાંઇ પણ બોલે તેની આગમચ આપણા પેહેલવાનના હાથમાંથી શરાબની જામ જમીનપર ટુટી પડી, તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. તેણે પોતાનો જમણો હાથ જો-રથી પોતાના મસ્તક ઉપર મારચો અને એક પળની અંદર બેહોશ થઈ જમી-નપર પડતો હતો તેવોજ પેલા જુવાને પોતાના હાથમાં આસાનીથી તેને પકડી લીધો.

માર્ઈરા દિવાનખાનામાંજ ઉભી રહી હતી તે આ બનાવ જોઇને ફીક્કી પડી ગઈ; પણ આ જુવાન કોણ હતો? અને એ રીતે એકાએક તેને દિવાનખા-નામાં ધસી આવવાનુ શું કારણ હશે!

દોસ્ત ઈયા દુશ્મન ગમે તે હો પણ અલાદીનની હાલત તો આપણે જોઈ છે. પણ પેલા જુવાનને વિષે શું ધાર્યું? તે કોણ હતો?

---

# પ્રકરણ પાંચમું.

## દગો કોઇનો સગો નહીં.

અલાદીન એક ફરસ બિછાનાપર બેહોશ પડયો છે. દિવાનખાનામાં એક ઝાંખી બતી બળેછે, અને એક આદમી તેના દિલ ઉપર વાંકો વળી કાંઈ તેને સમજાવીને કહેછે.

જે શખસ દિવાનખાનામાં ધસી આવ્યો હતો તેજ સખસ હાલ અલાદીન પાસે ઉભોછે, તે દુશ્મન છે કે દોસ્ત? હા તે દુશ્મન છે અને દોસ્ત પણ છે. તે એકનો દુશ્મન અને બીજાનો દોસ્ત છે. એકને મનથી સગનમાં વધન થયું છે, અને બીજાને મન વધનમાં સગન છે. તે માઈરાનો દુશ્મન અને અલાદીનનો દોસ્ત છે. માઈરાના સગનમાં તે વધન બરાબર છે પણ અલાદીન જે વધનમાં છે તે તેને સગન બરાબર છે.

ત્યારે એ જુવાન છે કોણ?

તે વફાદાર ઈબ્રાહીમ છે. જેનાથી આપણે અણજાણ્યા નથી. અલાદીનને જો તે પકડી નહીં લેતે તો બેશક તે જમીનપર પડી જતે. હાલ તે અલાદીનની માહાવજતમાં મશગુલ છે. અલાદીન જે બેહોશીના શરાબનો ભોગ થઈ પડયો છે તેને તે જગાડવાની તજવીજ કરેછે.

"ઉઠ, ઓ શૂરા સરદાર ઉઠ, હું અરજ કરૂંછું કે તું ઉઠ." અલાદીન ઉઠવાને સારૂ ઘણી પણ કોશેશ કરેછે, પણ તેનાથી ઉઠાઈ શકાતું નથી; તેનું માથું તેને પથ્થર કરતાં વધારે ભારી લાગ્યું. તે ઉઠવાની કોશેશ કરી પાછો બિછાનાપર પટકાઈ પડયો. અને અરધી ઉઘાડી આંખે એક બેભાન આદમીની હાલતમાં ઈબ્રાહીમને દયા કરવા કહેતો હોય તેવા આજીજીના ચહેરાથી જોવા લાગ્યો.

"ઉઠ મારા મેહેરબાન મારે ખાતર નહીં તો તારા જીવને ખાતર ઉઠ; સબબ આપણ સર્વે જણ ફરેબની જાળમાં ફસ્યા છે. આફતે આપણને ઘેરી લીધા છે. આપણ સર્વેના જીવ જોખમમાં છે."

આ નવા અને ભયંકાર સખુનો અલાદીનના ભેજાં ઉપરની અસર દુર કરવા ફતેહ પાંમ્યા તે જબરી હિંમત કરી જેમ તેમ લથડતે પગે ઉઠી ઉભો થયો. "શું તું છે, મારા નિમકહલાલ ઈબ્રાહીમ?" અલાદીન બોલ્યો;

"અરે અહીંઆં પાણી છે?" ઇબ્રાહીમે તરતજ અલાદીનને એક જામ ભરી પાણી પાયું, અને તેના સરપર પાણીનો છટકાવ કીધો. પાણીથી તેના મિજાંપર થયલી અસર તરતજ દુર થઇ અને તે હુશિયાર થયો. તેણે પોતાની આસપાસ નજર કરી તો તેને માલમ પડયું કે જે દિવાનખાનામાં તે પેહેલાં હતો તે નહીં પણ બીજાં દિવાનખાનામાં તે હાલ ઉભો હતો.

ઇબ્રાહીમે કહ્યું "નામવર અલાદીન, જેમ બને તેમ જલદીથી આ જગા આપણે છોડી જવી જોઈએ. અને હું ફરીથી કહુંછું કે તું નામવરનો જીવ મારા કરતાં વધારે જોખમમાં છે."

"શું તારે મને ફસાવ્યો, મને ઠગ્યો અને પેલી ખુબસુરત તે દગલબાજ માલમ પડી!" આ શેરના પોકારથી આખું મુસાફરખાનું ગાજી રહ્યું. સબબ, અલાદીને ઇબ્રાહીમથી જ્યારે એવું જાણ્યું કે તેઓ સર્વે આ મકાનમાં ફસી પડયાછે, ત્યારે તેના ગુસ્સાની હદ રહી નહીં. તેને તરતજ ખાંનાના સુફરાપરનો બનાવ યાદ આવ્યો, અને પાછો તે બોલ્યો, "હા—તેમજ થયું, મને યાદછે. મને બરાબર યાદછે. હા મારી ખાતરી છે કે આપણ ફસવા જોઇએ." તે શેરની સુંગાલનો નર એમ કહી છેડાઈ પડયો. અને પોતા ઉપર ગુજરેલી આફતનાં કિનામાં વેર લેવા તે પોતાની શમશીરની મુઠપર હાથ નાંખી ખેંચવા લાગ્યો.

પણ અરે! શું અજાયબ કરામત! શમશીર તો ગોયા તેની મ્યાનમાં ચોંટી ગઇછે. ઘણું પણ જોર કરી અલાદીને પોતાની શમશીર બહાર કાહાડવાની કોશેશ કરી પણ ફોકટ. તે એવી તો મજબુતીથી ચોંટી બેઠી હતી કે અલાદીન તેને બહાર કાહાડી શકયો નહીં.

"કોઇ ચંડાળે ઇસ્મે અઝીમની બરકતથી મારી શમશીરને તેના મ્યાન સાથે જકડી લીધી છે. બચીત આપણા સીતારાએ પોતાની ચાલ બદલી છે, અને આપણ ત્રણે જણનાં બખ્ત બરગીસ્તા થયાં છે."

એનો શું ભેદ હશે?

ફરીથી અલાદીને પોતાની શમશીર હાથમાં લીધી અને હવે તે પોતાની નજર ફેરવી જોવા લાગ્યો તો તેને માલમ પડયું કે લોખંડના મજબુત તારથી તેની શમશીરની મુઠને મ્યાનની સાથે કેટલાક આંટાઓ મારી વીટાળી લીધી હતી અને તેથીજ તે મ્યાનથી બહાર નિકળી શકતી નહીં હતી.

ઇબ્રાહીમે તે લોખંડના તારો ઘણી મહેનતે છોડયા.

"હાફેઝ ક્યાં છે?" અલાદીને પુછયું. હજુ તો અલાદીનને આ સખુનો બોલતાં વાર નહીં લાગી તેટલાં તરતજ એક ધડાકા સાથે દરવાજા ઉઘડી ગયા અને હાફેઝ ત્યાં આવી ઉભો.

"કેમ શું કીધું?" ઇબ્રાહીમે સવાલ કીધો.

"તે દગલબાજને મેં બાંધી છે એટલુંજ નહીં પણ તેણીની બે દાસીઓના પણ હાથ પગ બાંધ્યા છે, કે તે લોકો એક બીજાને મદદ કરે નહીં અને મદદ બીજા કોઈની લેવા જાય પણ નહીં. આપણને હવે જલદી નાહાસવું જોઇએ નહીંતો જે વખત જાયછે તેમાં ફીરી કેહેરમાન પોતાના સંખ્યાબંધ આદમી સાથે આપણીપર ટુટી પડશે."

"ફીરી કહેરમાન!" અલાદીને એક જબરો પોકાર કીધો; "શું એમ બની શકે! અને પેલી ઓરત, પેલી ખુબસુરત માઇરા—"

"સરદાર ખુલાશો કરવાનો આ વખત નથી તારી તરવારને બહાર કાહાડ, અલ્લાહ તને કૌવત બક્ષે! કે આવી વખતે તે કામ આવે."

"હું હિચકારો નથી હું હુશિયાર થયોછું, હું બેભાન નથી હું જાગૃત છું."

આ બે નિમકહલાલ નોકરો તેના સરદારને લઇને આ મુસાફરખાના-માંથી બહાર પડયા, અને તરતજ પોતાના ઘોડાપર સ્વાર થઇ મુસાફરખાનું છોડી કેટલેક દુર નિકળી ગયા.

---

# પ્રકરણ છઠું.

## ખુલાશો.

નાહાસીને તેઓ અતીઘણા દુર નિકળી ગયા, અને માઇરા અને તે-ણીની દાસીઓને મુસાફરખાનોમાં કેદ કરી મુકી ગયા.

આટલું છતાં અલાદીન હાફેઝ અને ઇબ્રાહીમ ઉપર વિશ્વાસ લાવતો નથી. કારણ શું?

કારણ એજ કે હજી તે માઇરાને ચાહેછે; તેના ઉપર આટલી બધી

આફત પડીછે તોપણ તે માઇશથી પડી હોય એમ તે ખ્યાલ કરતો નથી. તે પોતાનો જીવ બચાવવા દોડેછે અને તેજ ઘડીએ માઇશને છોડી દેવામાં તેણે નાદાની કરી એવો ખ્યાલ પણ કરેછે. પાછો તે મનમાં વિચાર કરી બોલવા લાગ્યો, "પેલી સુંદરી મારી સાથે દગો રમે એવી નહીં હતી. વળી મારા નોકરોએ કેમ જાણ્યું કે ફીરી કેહેરમાંન આવી પુગશે. ખરેજ મેં તે જગા વગર તજવીજ અને તહેકીક કરવે એકદમ છોડીને નાહાસવામાં વકુફ નહીં પણ બેવકુફી વાપરીછે." અલાદીને ઇબ્રાહીમને ફરીથી ખુલાસો પુછયો.

ઇબ્રાહીમ—નામદાર સરદાર અલ્લાહ જો આજે મેહેરબાન ન થતે તો હું નહીં કહી શકતો કે આવતી કાલે આપણે કેવી હાલતમાં હોત.

અલાદીન—મારે જાણવું જોઇએ કે તમોએ કેવી રીતે આ ફરેબની બિછાવેલી જાળને જોઇ.

હાફેઝ—મુસાફરખાનામાં પેલી ખુબસુરત ઓરતે ઘોડા તપાસવા જેવો હુકમ કીધો કે મેં એક અજાયબ ફેરફાર પેલા મુસાફરખાનાના રખેવાળના ચહેરાપર જોયો. હું તરત તેની પાછળ જઇને છુપાઇ રહ્યો. મેં તેને એટલુંજ બોલતાં સાંભળ્યો કે 'આ જુવાનો થોડા વખતના પરોણા છે; ખાત્રી અને ફીરી હમણાં આવી પુગશે.' હું હિંમત ધરી તરતજ અંદર ગયો, અને જરની લાંચથી મેં તેને મેળવી લીધો. તેણે મને કહયું કે પેલી ખુબસુરતનો ઘોડો તે ફીરી કહેરમાનનો હતો.

અલાદીન અજબ થઈ બોલ્યો "હં: અને તે ઓરત તેની કોણ હતી?"

હાફેઝ—તે ગમે તે હો! તે હું કહી શકતો નથી, પણ હું ધારૂંછું કે તેની માશુક હોવી જોઇએ, તોપણ એટલુંતો મેં નક્કી જાણી લીધું કે પેલો ઘોડો ફીરી કહેરમાનનોજ હતો.

અલાદીન—પણ તેં મને એ ખબર તરતજ કેમ નહીં જણાવી?

હાફેઝ—પણ સરદાર તમે તેની ઉપર એટલા તો મોહિત પડ્યા હતા કે હું શું કહું? હું કહી નહીં શકતો કે આ ખબર મને જેટલી જલદીથી મળી તેટલીજ મોડી મળતે તો આપણ સર્વેનું શું થતે!

અલાદીન—ખરેજ મને તેણીએ જાદુની જંજીરમાં જકડી લીધો હતો, મને બેહોશીનો શરાબ પાઇ બેહોશ કીધો હતો; અને જો ઇબ્રાહીમ આવી નહીં પુગતે તો કોણુ જાણે આપણ આ વખતે કેવી હાલતમાં હોત. મને હવે

યાદ આવેછે કે જે પ્યાર તેણીએ મારી પર દેખાડયો હતો તે મને ઠગવા કાજે હશે અને રસ્તામાં ચાલતાં તેણીએ પોતાનો બુરખો પોતાને હાથે ચાલાકીથી ઉડાવ્યો હશે કે તેણીનો ચેહેરો મારી નજરે પડે તો હું તેની મોહોબતનો ગુલામ બનું. વળી ખાંનાના સુફરાપર મારી શમશીર પ્યાર કરતી વખતે તેજ મક્કરબાજે લોખંડના તારથી મ્યાન સાથે જકડી લીધી હશે. પણ શુકર ખુદાના કે આપણા બુલંદ સીતારાની સારી ચાલથી આપણ બચી ગયાછે.

હાફેઝ—મેં તરતજ આવી આ વાત ઈબ્રાહીમને કહી, અને તેને જણાવ્યું કે આપણા જાન ધાસ્તીમાંછે; અમો બંને મસલત કરતા હતા, તેટલાં પેલી બે તુર્કી છોકરીઓ પોતાના હાથમાં ખાનાનો ખૂંમચો અને શરાબનો સીસો લઈ હાજર થઈ, અમોને શરાબ પાવા સારૂં તેઓએ ઘણી જીદ કરી પણ ધર્મનો તરીકો જાળવવા તથા જે આફત ભરી ખબર હું પેલા બુઢા પાસેથી જાણી આવ્યો હતો તેથી હુશિયાર રહેવા સારૂં શરાબ પીવા અમોએ ના કહ્યું. અમોએ ખાનું પણ ખાવાનું બંધ કીધું. આવી રીતની અમારી ચાલ અને કહેર ભરયા ચહેરા જોઈ તેઓ ગભરાટમાં પડી, તેઓના ચહેરાપરના ફેરફાર જોઈ ઈબ્રાહીમે એક પોકાર કીધો, અને જમીનપર પગ અફાળી ધમકીના સખુનો કહી જે દિવાનખાનામાં અમો બેઠા હતા તેના દરવાજા જોરથી ઊઘાડી તું નામવર આગળ તે આવ્યો, પેલી જુવાન છોકરીઓ ગભરાટમાં પડી, મેં મારી શમશીર મ્યાનથી બાહાર કહાડી અને તેમના જાન લેવાની ધમકી આપી જે ભેદ હોય તે કહેવાની ફરજ પાડી. તેઓએ સઘળું કબુલ કીધું. અને જે ખબર પેલા બુઢાએ મને આપી હતી તે ખબરને આ છોકરીઓએ પોતાની જુબાનીથી વધારે વજનદાર ટેકો આપ્યો. મેં તેઓના હાથ પગ જંજીરથી જકડયા અને તરતજ ઈબ્રાહીમની પાછળ હું પણ તું નામદારની ખીજમતમાં આવી ઊભો.

આટલો ખુલાશો અલાદીનને પુરતો થયો. પેલો કંગાલ જેણે અલાદીરસ્તો દેખાડયો હતો. તે ફીરી કહેરમાન હતો તે આપણે જાણ્યું છે અને આ ખુબસુરત માઈરા તેની માશુક હતી; ફીરીએ પોતે માઈરાને પેલાં સુંદર સરોવર પર મોકલી હતી; અને પોતે વેશ ધારણ કરી અલાદીનને તે રસ્તે મોકલ્યો હતો કે માઈરાનો તે સરોવર ઊપર મેળાપ થાય તો તેને મુસાફરખાનામાં લઈ જાય અને ફરેબી મોહોબત દેખાડી શરાબ પાઈ અલાદીનને

બેહોશ કરે તો મોડી રાતે ફરી પોતાના આદમીઓ સાથે ટુટી પડી અલાદીનપર પોતાનો કિનો અને વેર લેય.

પણ 'ખુદા મહેરબાન તો ગધા પહેલવાન', અલાદીન, ઈબ્રાહીમ અને હાફિઝ આ વાતનો ખુલાશો પુરો થાય તેટલાં એક વસ્તીવાળાં ગામડામાં આવી પુગા અને ત્યાં એક મુસાફરખાનામાં તેઓએ ઊતારો લીધો અને રાત એજ ઠેકાણે પુરી કરવાનો વિચાર કીધો.

## પ્રકરણ સાતમું.

### કાળા બુરખામાં છુપાયલો ચોર.

આ સાતમું પ્રકરણ શરૂ કરવા આગમચ આપણે જાણવું જોઈએ કે ફરી કહેરમાને બિછાવેલા ફરેબી જાળમાંથી આપણો જુવાન અલાદીન અને તેના શૂરા રફીકો સહીસલામત છટકી ગયાછે; તેઓના નાહાસવા બાદ કરી રાખેલી ગોઠવણ પ્રમાણે ફરી તેના રફીકો સાથ પેલા મુસાફરખાનામાં આવી પુગો હતો. પણ દુસ્મનને પકડવાને બદલે તેણે દોસ્તને પકડાયલા જોયો. તેણે પોતાની વાહાલી માશુક માઇરાના હાથ અને પગ જંજીરથી જકડેલા જોયા, અને પેલી તેની બે દાસીઓની પણ તેવી હાલત જોઈ ફરી પરેશાન થયો. તેણે અલાદીનની ઊપર કિનો લેવાનો ઠરાવ કીધો.

આપણે હવે તીફ્લીસથી થોડે દુર એક બુલંદ તુર્કી સરાહ (મુસાફરખાંના)ની ભેટ લઈએ અને તે ભેટ લઈએ તેની આગમચ એક વચમાં બનેલો બનાવ આપણી વારતાને દીપાવવા ખાતર આપણને મુકવો પડેછે.

આ બુલંદ સરાહની ભેટને વખતે રાતના બાર વાગ્યાછે. આ તુર્કી સરાહના એક સુંદર દિવાનખાનામાં જ્યોરજીયા દેશના રિવાજ પ્રમાણે જમીનથી બે ફુટ ઊંચો એક સુંદર સેજ બિછાવ્યોછે; દિવાનખાનામાં એક બાજુ એક ઝાંખી બતી બળેછે; અને સેજની ઉપર રંગીન ઝાલર સાથની ફુતની નાંખેલીછે. આ સુંદર સેજની ત્રણે બાજુ તુર્કી ભરતકામથી ભરેલા

તકીયાઓ મુકેલાછે અને તે ઊપર ફિરોજા રંગની એક રેશમી ચદર બિછાવીછે; આ જમરૂદ અને નીલમ રંગના સેજની જમણી અને ડાબી બાજુપર તેવીજ જાતના ઊંચી કીસમના બે પલંગ તે દેશના રિવાજ પ્રમાણે બિછાવેલાછે. વચમાં બિછાવેલા જમરૂદી સેજ ઊપર એક ચૌદમી રાતના ચંદ્ર મિસલની પુતળી પેલા તુર્કી ભરતકામથી ભરેલા તકીયા ઊપર પોતાનુ સર મુકી નિંદ્રા દેવીને વશ થઇછે. આ બીલોરી પુતળાંની સંગેમરમરના જેવી સફેદ છાતી ઉપર બેમુલ જડાવદાર હાર જેબ દેતો હતો; તેણીની હંશના જેવી ગરદન ઉપર સોનેરી રંગના તેણીના ચળકતા કેશ વીખરાઇ પડવાથી તેણીની ખુબસુરતીમાં અજાયબ જેવી રીતનો વધારો થતો હતો. તેણીની પતળી કમ્મર આદમીની અક્કલને હેરાન કરતી હતી. તેનું અણીઆળું નાક, તેના ગુલાબી રૂખશાર, તેનું સરોવર જેવું સીધું કદ અને સફેદ રંગ સાથ જરા રતાશ ભેળાયલો ગુલાબી ચહેરો કુદરતને પણ ઘડીભર શરમાવતો હતો. તેણીની ચશ્મોથી નરગેશ શરમાતાં હતાં; તેના હોઠપરનો રતાશ પરવાળાંને ઝાંખ લગાડતો હતો; તેણીના રૂખશારની લાલીથી ગુલાબને બેજાલત લાગતી હતી. તે મનમોહનનાં સફેદ હાથપર એક ઊંચી કીસમની વીંટી ચળકતી હતી; અને તેજ વીંટીવાળો હાથ ભર નિંદ્રામાં પડેલી હાલતમાં તેણીના પલંગની બાહાર ઝુલતો હતો. તેણીએ જો કે સત્તર વરસ પુરાં કરેલાં હતાં તો પણ વીસની ભરતીમાં હોય તેવી તે દીસતી હતી. પેલી જમણી અને ડાબી બાજુપરના બે પલંગપર તેણીની સેવા બજાવનારી બે જુવાન ખુબસુરત છોકરીઓ સાધારણ પોશાકમાં સુતેલી હતી.

રાતના પોશાકમાં મહલાજા વગરની હાલતમાં અને દરકાર વગરની ઢપમાં પોતાનાં ખીલતાં જોબનની બાહારમાં આ ત્રણ સુંદરીઓ ત્યાં સુતેલી છે; તેઓની છાતીપરના જબ્બાના બંધ ખુલ્લા પડેલા છે, તેવામાં મોડી રાતને સમે દરવાજો ધીમે રહીને કોઇએ ઉઘાડયો અને ઊંચા કદનો એક જુવાન જયોરજીયન પોશાકમાં દાખલ થઇ એક ખુનામાં આવી છુપાયો. તેના મોહોડાંનો અરધો ભાગ કપાળથી તે નાકસુધી કાળાં કપડાંથી છુપાવેલો હતો અને તેના હાથમાં એક ઝહેરી ખંજર કોઇના લોહીનું પ્યાસું થઇ મ્યાનથી બહાર નિકળેલું હતું.

**આ જુવાન કોણ હશે? અને શું મતલબથી એ આવી મોડી રાતે આ**

નિર્દોષ પરસ્તાનની પરીઓના માળામાં દાખલ થયો હશે? અને હાથમાં ખં-જર રાખી ખુની બનવાની તેની નેમ શું ઉમેદ રાખતી હશે?

---

## પ્રકરણ આઠમું.

### લૈલા અને વીટીનું ચોરાવું.

તે જુવાન આસ્તે આસ્તે આગળ વધ્યો, અને પેલા જમરૂદી સેજપર પડેલી પરીના આંગ ઉપર તે કાંઈ શોધતો હોય તેમ દેખાવા લાગ્યો પણ એ-કાએક પેલાં બીલોરી પુતળાંની આંખ ઉઘડી ગઈ, અને પોતાના દિવાનખા-નામાં એક પોશીદા પોશાકમા ઢંકાયલા ચેહરાવાળા મરદને જોઈ તે લગભગ બેહોશ થતી હતી, પણ આ હુશિયાર નારની નજર તેના ખંજરપર પડતાંજ તેણીએ વિચાર કીધો કે તેની મતલબ ખુન કરવાની નથી, પણ કોઈ બીજી મ-તલબથી તે સંતાતો ભરાતો અને ડરતો દાખલ થાયછે, તેથી તેણીએ પોતા-ના મગજને ઠેકાણે રાખ્યું અને આ આફત ભરેલા સાંટકની વચ્ચે હિંમત અને હિકમત પેલી નાજુક અબળાએ વાપરવા માંડી અને તે એજ કે તે-ણીએ ઢોંગ કરીને તદન ભર ઉંઘમાં પડેલી હોય તેવું ડોળ ઘાલ્યું. તેણીએ વિચાર કીધો કે જો બચાવની આશા રાખી, જરા પણ પોકાર કરીશ તો આ જુવાનના ખંજરનો એકજ જરબ મને સદાની નિંદમાં સુવાડવા લાઉં પુરતો છે, અને ખરેખર પેલા જ્યોરજીયન જુવાનનો વિચાર પણ તેવોજ હતો.

આ સઘળા વિચારો પેલી પરીના ધ્યાનમાં જરાવારમાં આવી ગયા અને તરતજ તેણીએ એ વિચારો પર અમલ કીધો.

એટલા વખતમાં પેલો જયોરજીયન જુવાન જમરૂદી સેજ આગળ જઇ ઉભો અને પેલી પરીનો ચેહરો વાંકો વળી તપાસવા લાગ્યો. ત્યાર પછી આસ્તે રહી પોતાના ખંજરની અણી તેણીના રૂપેરી ગળાંની સફેદ ચામ-ડીની ઉપર મુકીને તપાસવા લાગ્યો કે જો તેણી જાગતી હોય તો આવે સમે પોકાર કરે. પણ પેલી હિંમતવાન અને હિકમતી અબળા શાંત નિંદ્રામાં

હોય તેમ પડી રહી; પેલા જુવાનની જ્યારે આ અજમાયસથી ખાતરી થઈ કે તે પુરૂ નિંદ્રામાં છે, ત્યારે તે તેણીનો જમણો હાથ જે બિછાનાની બાહાર ઝુલતો હતો તેનીપર જોવા લાગ્યો. તરતજ તેનો ચેહરો ખુશીથી ચમકયો; બીજે મર-તબે પક્કા અને ઘાતકી ઠરાવથી તેણે પોતાનું ખુની ખંજર એક હાથે તેણીની સંગેમરમર જેવી સફેદ છાતી ઉપર ધર્યું અને બીજે હાથે પેલી પરીના હાથની જેબ દેતી વીંટી ધીમે ધીમે કાહાડવા લાગ્યો. તેણે પક્કો ઠરાવ કીધો હતો કે જો પેલી અબળા જરાપણ જાગૃત થાય તો, તેને પાછી નિંદમાં નાંખવા માટે તેણીની કુમળી છાતીમાં પેલું ઝહેરી ખંજર એટલી તો ઝડપથી ચલાવી દેવું કે તેને છેલ્લી ચીશ પાડવાને પણ બને નહીં. તે એક પળ પેલીના હાથપર તો બીજી પળ તેણીના ચેહરાપર નજર કરતો. આટલો વખત પેલી સુંદર નાર સબુરી સાથ હિંમત રાખી પડી રહી. આખરે પેલો જુવાન વીંટી કાહાડવામાં ફતેહ પામ્યો. તેણે તે વીંટી જેવી કાહાડી તેવોજ તે પાછળે પગે હઠયો, અને જેવી રીતે તે દાખલ થયો હતો તેવીજ રીતે બલકે તેથીપણ વધારે ઝડપથી તે દિવાનખાનાની બાહાર નિકળી ગયો.

એમ કેમ કે પેલો જુવાન આ બાહાદુર ઓરતના બદન ઉપર બિરા જેલું જરીયાન મુકી દઈ ફકત એક વીંટી લઈ જતો રહયો.

એ એક અગતનો સવાલ છે, અને એ સવાલના જવાબમાં આપણી વારતાની દોરી ગુંચવાયલી છે.

વાંચનાર, આ જુવાન ચોર જે એક જયોરજીયન વેપારીનો લેબાસ ધારણ કરી આવ્યો હતો તે કોઈ નહીં પણ પેલા લુટારાઓની ટોળીનો વડો કીરી કહેરમાન હતો અને આ માહાતાબની શીકલ સરખી ઓરત તે આપ ણી વારતાને મથાલે બિરાજેલી કુમારીકા મીંગરેલીયાનો સીતારો લૈલા પોતે છે.

આપણને આગળ ચાલવા આગમચ જાણવું જોઈએ કે અલાદીનને માટે માંડેલાં છટકાંમાંથી તે બચી ગયો એવી ખબર કીરીને મળવા બાદ લૈલા તીફલીસ જનાર છે એ અખબાર તેને મળ્યા; વળી લૈલાએ રસ્તામાં આવતાં આ સરાહમાં ઊતારો લીધો છે એવી ખબર પડતાંજ તે પોતાની મતલબ પાર પાડવા પોતાનો વેશ બદલી આ સરાહમાં એક વેપારીને નામે દાખલ થયો, અને લૈલાનું દિવાનખાનું ક્યાં છે તે ખબર મેળવી; અને પોતે કદીપણ ઓળખાય નહીં તેને સારૂં પોતાનો અરધો ચેહરો કાળા કપડાંથી તેણે અંધારી

રાતે ઢાંકયો હતો તે આપણે જાણીએ છે. ફારી જેવો દિવાનખાનાની બાહાર ગયો તેવોજ તે ઘોડેસ્વાર થઈ પોતાના રહેઠાણ તરફ નિકળી ગયો. લૈલા તરતજ ઉઠી, કારણકે આપણે જાણીએ છીએ તેમ આ સઘળો વખત તે ઢોંગ કરીને પડી રહી હતી. તેણીએ આ બનાવ પોતાની દાસી ઝઈદા તથા એમીના જે ડાબી અને જમણી બાજુપર સુતેલાં હતાં તેઓને જાહેર કીધો અને નેહાયત દલગીર થઇ, કે જે વીટી તેણીએ ખોઈ છે તેનું તેણીને ઘણું કામ હતું. ઝઈદા અને એમીના તેને દિલાસો આપવા લાગી. બીજે દાહાડે સહવારનાં સરાહના રખેવાળે આવીને ખબર કીધાં કે ફારી કહેરમાન ગઈ રાતે એક જયોરજીયન સોદાગરના લેબાસમાં આ સરાહમાં દાખલ થયો હતો.

લૈલાએ પુછયું "શું તમે તેને તે પોશાકમાં બીલકુલ પીછાન્યો નહીં ?"

રખેવાળે કહ્યું "નામદાર બાનું તેની વાત તમને હું શું કહું. તે કદી તો તુર્કી લેબાસ લેછે, કદી આરમીનીઅન બને છે, અને કદી તો સીરકાશીયન બને છે, અને કોઈ વખત તો ઈયાહુદી બને છે; ગઈ રાતે તે અતરે આવ્યો હતો અને હમણાજ તેના દિવાનખાનામાં મેં નજર કરી તો તેને બદલે થોડા સુનાંના શિક્કા દિવાનખાનાની મેજપરથી મળ્યાછે."

લૈલાએ સવાલ કીધો "ત્યારે ગઈ રાતે તે કયા પોશાકમાં હતો તે મને તમે કેહેશો ?"

રખેવાળે જવાબ દીધો, "લાલ તુર્કી ટોપીના ઉપર પીળો ફેટો તેણે વીટાળેલો હતો, ધુંટણ સુધીનો થમ જામો, અને પગમાં મોજાં હતાં. બદનપર લાલ કબજો અને તેની હેઠળ પેરન હતું, કદે તે લાંબો હતો."

લૈલાની ખાતરી થઈ કે વીટીનો ચોર રાતવાળો ફારી કહેરમાન પોતે હતો, અને વીટી ચોરવામાં તેનો કાંઈ પણ મતલબ હોવી જોઇએ; જો તેમ નહીં હોત તો વીટીની સાથે તે લૈલાનું બેમુલ જવાહેર પણ લઈ જાત. લૈલાએ પેલા રખેવાળને કાંઈ પણ કહ્યું નહીં અને પોતાની મુસાફરીનો સરંજામ તૈયાર કરવાને હુકમ આપ્યો.



# પ્રકરણ નવમું.

## લૈલા અને અલાદીન.

લૈલાની મુસાફરી પાછી શરૂ થઇ. આ ત્રણ અબળાઓએ બીજા બે જ્યોરજીયન ભોમીયાઓ સરાહમાંથી પોતાની સાથે લીધા છે; એક સુંદર અસ્પની ઉપર પેલા મીંગરેલીયાના ઝળકતા તારાએ સ્વારી કરી છે, અને બીજા બે ગુલગુને ઘોડાઓ ઉપર ઝઇદા અને એમીના બેઠી છે. લૈલાએ પોતાના બદનપર એક સુંદર કાળી મખમલનો કબજો રંગીન રેશમના જબભા ઉપર પહેરેલો છે, જેની કિનારી સોનેરી દોરીથી ભરી લીધી છે. તેણીની કમ્મરે એક બલુ પટાની માફક બાંધેલા કમ્મરબંધનાં લાંબા ફૂમતાં તેની સુંદર કમ્મરની હેઠળ જમણી બાજુથી લટકતાં હતાં, અને માંથાની ઉપર સીરપેચને ઠેકાણે તુર્કી ટોપી ઉપર રેશમનો બલુ સેલો વીટાળ્યાથી મરદના જેવી થોડી ઠપાછપ લાગતી હતી તેથી તેણીની ખુબસુરતીમાં બેવડો ઉમેરો થતો હતો.

અરધો મરદ અને અરધી ઓરત—જોબનનાં પુર જોસમાં ઝળકતાં આ ઝવેરપર ઝોહરાનો સીતારો પણ જોઇને જરા ઝુકાતો હતો. આ સોહામની શીકલ ખ્રિસ્તિ ધર્મ પાળતી હતી, તેથી તેણીએ પોતાનો ચહેરો તે દેશની ઓરતોના રિવાજ પ્રમાણે બુરખામાં ઢાંકેલો નહીં હતો, તોપણ બાજે ઓરતો કોઇ વાર તેમ કરે છે. આ જોબનવંતી નારની સાથે તેની બે સાહેલીઓ પણ તેવાજ રોબમાં પોતાના ઘોડાને ઠુમકતી અને લટકતી ચાલથી આગળ ચલાવતી હતી અને તેઓના પેલા બે ભોમીયા તેઓથી થોડે દુર પોતાના ઘોડાપર હકુમત કરતા હતા. આ નમુનાદાર રસાલાની નવાઇ જેવી ચાલમાં એકાએક હરકત પડી, અને જમણી બાજુપર જરા છેટેથી આવેલી ઝાડીમાંથી એક ભયંકાર અવાજ આત્રણ નારોના કોમળ કાનપર પડયા. તરતજ તે ઓના ઘોડા આગળ ચાલતા અટકી પડયા, અને તેટલામાં પેલા લડાયક ભોમીયા જેઓ જરા દુર હતા તેઓ તેમની મદદે આવી પોહચ્યા. તેઓએ તરતજ પોતાની બંદુક ઝાડી તરફ ફેરવી અને બીજો બાર કરવાની તૈયારીમાં ઉભા.

લૈલા ગભરાટમાં પડી અને બોલી, "અલ્લાહ પનાહ આપે, મેં હમણા આ ઝાડીના ખાંચામાંથી એક જબરા શેર (વાઘ) ને પસાર થતાં જોયો."

એક પળ હજુતો પુરી થઈ નથી, તેટલાં એક જબ્બર શેરે પેલા ભોમી-યા ઉપર કુદકો મારી તેના ઘોડાપરથી તેને જમીનદોસ્ત કીધો, અને એક ઘડી માં તેને જાનથી બેજાન કીધો. આવો બારીક મામલો જોઈ તેના બીજા સાથીએ ઉપરાસાપરી બીજા બાર કીધા, પણ તેના અવાજથી લૈલાનો ઘોડો ચાલાક પાંઉ થઈ તોફાન મચાવા લાગ્યો અને એક તોફાનમાં બીજું તોફાન વધ્યું. લૈલાએ ઘણું પણ કીધું પણ પોતાના ઘોડાને તે કાબુમાં રાખી શકી નહી, અને પેલા શેરે એક બીજી તલપ પેલા ભોમીયા ઉપર મારી. તે જખ્મી થયો, પણ પોતાનો જીવ બચાવા પોતાના ઘોડાની લગામ ફેરવી, જખ્મી અને લોહીલુહાન હાલતમાં તે દુર નિકળી ગયો; અને હવે આ પા-હાડ જેવા મસ્ત દુશ્મનની સાંમે આ ત્રણ અબળાના અસ્પો હજી તોફાન મચાવતા બંધ પડતા નથી.

"અરે અલ્લાહ આ કેવી આફત! આ શું ગજબ!" લૈલા રડમસ થઈ બોલી.

એમીના બોલી, "પેલા ભોમીયો પોતાનો જીવ બચાવવા—"

એમીનાના આ સખ્નો હજી અધુરા હતા તેટલાં લૈલાની પીઠ પાછ-ળથી બે બંદુકના બાર એકાએક ગગનમાંથી છુટ્યા અને સનનનન અવાજ કરતા લૈલાના કાન આગળથી પસાર થઈ તેમના જબરદસ્ત દુશ્મનના કપા-ળમાં લાગ્યા. તરતજ પેલો શેર સખ્ત જખ્મી થયો; જખ્મી થવાથી તે અરધો દીવાનો બન્યો અને એક બરાડ પાડી લૈલા પર તલપ મારી, પણ લૈલાનો ઘોડો એક છલંગ મારી દુર જતો રહયો અને પેલા શેરની નેમ છટકી, તેટલાં બીજા બે ગેબી બાર તેજ દિશા તરફથી પાછા થયા અને પેલો શેર મરણતોલ થઈ જમીનપર પડયો.

"આ શું અજાયબ કરાંમત! ખુદા શાહેદ છે," લૈલા અજાયબ થઈ બોલી. "આ ચાર ગેબી બાર વિષે હું કહી નહીં શકતી કે તે મારી ઉપર કોઈએ કીધા હતા કે આ શેરની ઉપર. કેમકે પેહેલા બે બાર મારા કાનની પાસથી પસાર થયા હતા. જો જરાપણ મારી જગાપરથી હું હાલી હોત તો બચીત હું તેનો ભોગ થઈ પડતે, અને આ શેરને બદલે હું તેની જગા પર પડતે."

ઝઈદા અને એમીના એવી રીતની વાતોમાં મશગુલ છે, તેટલાં અલા-દીન, હાફેઝ અને ઇબ્રાહીમ તેઓની સનમુખ આવી ઉભા.

જે ઢપમાં આપણા જુવાન મુસાફરે આવી અદબ આદાબ બજાવી તે પરથી ખુબસુરત લેલા સમજી કે મારો બચાવનાર કોઈ નહીં પણ એજ જુવાન છે. તેઓ વચ્ચે જે વાતચિત થઈ તેમાં લેલાએ જણાવ્યું કે તેણીને તીફલીસ જવું છે; રાહના દરમ્યાનમાં તેને ખબર મળી કે ફીરી કહેરમાનની દોર આ રસ્તાઓ પર ભારી ચાલે છે, તેથી તેણીના રસાલેદાર અને ભોમીયા તરીકે બે જુવાનોને તેણીએ પડોસમાં આવેલી સરાહમાંથી પૈસા આપી સાથે રાખ્યા હતા.

અલાદીન બોલ્યો, "હા અને તેમાંના એકને મેં જખમી થયલો પણ જોયો છે. જો મેં તેને જોયો નહીં હોત તો કદી પણ તું બાનુની મદદે એટલો જલદી આવી પુગતે નહીં. પણ શુકર અલ્લાહના કે મારા કિસમતમાં એક નવી મુલાકાત સરજેલી હોવાથી તે બિચારો જખમી થયો. હું જાણીને બેહદ ખુશી છું કે તું નામવરનો ઈરાદો તીફલીસ જવાનો છે, અને જો એમજ છે તો ફીરીના જુલમ વિષે હવે બીલકુલ બિહિવું નહીં, સબબ હું પોતે તીફલીસ જનાર છું, વાસ્તે તમો ત્રણે જણને તીફલીસ સલામત પોહોચાડવાનું હું મારે માંથે લઉં છું, અને ઉમેદ રાખું છું કે તમો મારો સંગાત કરી મુજ મીસકીનને સરફરાજ કરશો."

"હું સાંભળીને ખુશી છું," લેલા બોલી "કે તું નામવર એટલો જલદીથી હમારી મદદે આવી પુગો. નહીં તો ખરેજ કાલનો રોશન આફતાબ જોવાને સારૂ હું જીવતી નહીં રહેતે. તું નામવરને ખબર નથી પણ તારા પહેલાજ બે બારથી પેલો શેર અરધો જખમી થઈ છેડાઈ પડયો, અને મારી ઉપર તેણે તલપ મારી પણ બુલંદ મારો સીતારો હતો તેથી અને તું જેવા ખુબીવંત દલેરની સાથ મેળાપ થવાનું કિસમતમાં હશે તેથી મારો રક્ષ ચાલાક પાંઉ થયો, અને પેલા શેરના પંજામાંથી હું છટકી ગઈ; નહીંતો તેના પંજાનો એકજ જરબ મને ખાકમાં નાંખવાને બસ હતો. હું વધારે ખુશી એમ છું કે તીફલીસ સુધી તું દલેર જેવો જુવાન મારો સાથી થવા ઇચ્છે છે, તો તેથી મારી સલામતી વધારે મજબુતી પકડશે."

એ અને એથીપણ વધારે વાતચિત તેઓ વચ્ચે ચાલેછે, અને આપણો જુવાન મુસાફર તેના જુલફોના પેચમાં વીટળાતો જાય છે; પણ તે પાછો વિચાર કરેછે કે રખે આ ખુબસુરતી મને માછરાનીપેઠે હેરાન કરે, પણ પાછો તે ખયાલ કરવા લાગ્યો, કે નહીં હું મારી પુરતી હુશિયારીમાં રહીશ.

તેઓએ લાંબી મજલ કાપી, અને છેવટે અલાદીન અને લૈલા તેઓનાં સાથીઓ સહિત તીફલીસની સરહદપર આવેલાં એક નાનાં ગાંમડાની હદ આગળ આવી પહોંચ્યાં.

અલાદીન બોલ્યો તું "નામદારને જણાવવાની રજા લઊં છું કે આવતી કાલની સાંજ સુધી આપણે તીફલીસ જઈ પુગશું. સબબ જે ઠેકાણે આપણે વિસામો લેશું તે ઠેકાંણેથી તીફલીસ ફકત દશ ગાઉને તફાવતે આવેલું છે."

લૈલા બોલી, "ત્યારે છેવટે બેહદ રંજ ખેંચી આપણ તીફલીસની સરહદસુધી આવી પુગાં ખરાં."

"અએ દયાલુ દિલના દાનાવ, જો દયાથી તારા દિલમાં દલગીરી પેદા થતી હોય, જો દલગીરને જોઈ તું દુઃખી થતો હોય, અને સખાવતનો તું સાહેબ સરદાર હોય, તો અમે ભુખથી પીડાતા અને દુઃખથી મરતા ભીખારીને કાંઇ ભીખ આપ." આ સખુનો સરહદપર બેઠેલા બે કંગાલ ફકીરો બોલતા હતા.

લૈલાને આ સખુનો તીરની માફક લાગ્યા. તેણીએ તરતજ પોતાની થેલીમાંથી બે સુનાંના શિક્કા જમીનપર ફેંકયા.

લૈલાની આવી ચાલ આપણા જુવાન મુસાફરને ઊત્તેજન આપવા પુરતી હતી. અલાદીન પણ પોતાની થેલી બાહાર કાહાડી બે શિક્કા પેલા ફકીરના આંગ ઉપર ફેંકવા ગયો, પણ તેટલાં તેની થેલીમાંથી કાંઈ બાહાર પડી ગયું. પેલા ફકીરે ઘણીજ નમ્રતાથી ઊંચકીને અલાદીનને તે ચીજ આપી, તેટલાં લૈલાની નજર તેની ઉપર પડી. તરતજ તેનાથી એકાએક ચીશ પડાઈ ગઈ, પણ શરમને ખાતર અથવા તો પોતે આફતની જાળમાં ફસી પડી છે, એવું સમજી કાંઈ બન્યું નહીં હોય તેમ હુશિયાર થઇ ખામોશી પકડી. લૈલાના ચહેરાપરનો ફેરફાર અને તેનાથી એકાએક પડાઇ ગયલી ચીશથી અલાદીન કાંઇ સમજી શકયો નહીં અને કાંઈ બોલ્યો પણ નહીં.

એ શું થયું! લૈલાએ શું જોયું વારૂં? અલાદીનની થેલીમાંથી શું બાહાર પડી ગયું?

એક ઉલટું અને એક સુલટું વળું આ બે જુવાનો વચ્ચે વળી ગયું છે, તેમાં બને જણ ઠગાતાં હતાં.

અલાદીન સમજયો કે આ પરી ગમે તેવી ખુબસુરત હોય તોપણ હુશિયાર રહેવું પડશેજ. સબબ મને લાગે છે, કે મારે માંટે આ બીજી જાળ કોઈએ બિછાવી છે.

હવે લૈલાએ શું જોયું? અલાદીનની થેલીમાંથી પડી ગયલી ચીજ પેલા ફકીરે જેવી ઊંચકીને અલાદીનને આપી તેવીજ લૈલાએ નજર કરી તો તેણીની નજર પોતાની ચોરાયલી વીંટી ઊપર પડી, કે જે વીંટી ગઈ રાતે સરાહમાંથી ફકીરી કહેરમાન ચોરી ગયો હતો; તેજ વીંટી. હા, તેજ વીંટી કે જે લૈલાની આંગળીમાંથી ફકીરીએ છુપા લીબાસમાં નેકાબદાર બનીને ચોરી હતી.

હવે લૈલા આ વીંટી જોઈને શું વિચારે? શું તે એમ સમજે કે અલાદીન તેજ ફકીરી કહેરમાન અને ફકીરી કહેરમાન તેજ અલાદીન છે. શું તે એમ વિચારે કે ગઈ રાતના છુપા લીબાસમાં અલાદીન ચોરી કરવા સરાહ મધ્યે નેકાબદાર બની આવ્યો હોય. અને તેણે એજ કામને ખાતર તેણીનાં ગળાંપર ખંજર મુકયું હોય.

આ બધા વિચારોમાં તે ગુંચવાઈ ગઈ, ને તેનું છેવટ લાવી શકી નહીં. તેણીએ છેલો મુકાદો એવો કીધો કે ગઈ રાતના જે નેકાબદારે પોતાનું મોહડું છુપાવી ચોરી કરી તે કોઈજ નહીં પણ એજ જુવાન છે, અને તેજ તેણીની સાથે હાલ ચાલે છે.

આ બંને જુવાનો તદન એક બીજાથી ઠગાતાં હતાં. આલાદીને જે વિચારો કીધા તેમાં તે ઠગાતો હતો, તેમજ લૈલા પણ પોતાના મુકાદામાં ખોટી ઠરી ચુકી છે.

અલાદીને વિચાર કીધો કે મારે સારૂ બિછાવેલી આ નવી જાળછે, અને જો આજ રાતે આ ખુબસુરત સાથે એક મકાનમાં ઉતારો લઈશ તો જરૂર હું નવી બલામાં ફસી પડીશ.

ત્યારે હવે એનું છેવટ શું? હાલ તરત તો બંને જણ સાથે પણ બંને જન જુપકાદાં—જાહેરમાં દોસ્ત પણ બાતેનમાં દુશ્મન—ઉપરથી ખુશી પણ અંદરથી દલગીર વિચારમાં તેઓ તે ગાંમડાની હદની અંદર એક તુંદ જુવાન આરમીનીઅનને સાંજના સાત વાગાને સુમારે રસ્તા ઉપર મળ્યાં.

---

# પ્રકરણ દશમું.

## એક ભુલ.

"ભલા દોસ્ત, મેહેરબાની કરી આ ત્રણ અબળાઓને તારી સરાહ મધ્યે આજની રાત રહેવાની સગવડ કરી આપશે?"

"ના, મારાથી તેમ બનનાર નથી."

"પણ ભલા ભાઈ, અમો ત્રણે જણે લાંબી મંજલ કરી છે," લૈલા બોલી, "અને થાકથી હું અને આ મારી ત્રણ—"

"દોસ્ત, લાંબી વાત મુકી દે," લૈલાની વાત વચ્ચે અલાદીન બોલ્યો, અને પેલાને લૈલા તરફથી કહેવા લાગ્યો, "તારી મેહેનતનો બદલો તારા ધારા કરતાં વધારે મળે તો પછી શું?"

"ત્યારેતો મને કાંઈ હરકત નથી, નેક બાનુઓ. મેહેરબાની કરી તમારા ઘોડાને મારી પછવાડે લઈ આવો. હું મારી સરાહમાં તમારે કાજે સર્વે ગોઠવણ કરૂં છું."

અલાદીને લૈલાને કહ્યું, "આ ધણીની સરાહછે તેમાં તમારે ઉતારો લેવો. હું બીજે ઠેકાણે મારા રસાલા સાથે ઉતારો કરીશ, અને ઈનશાલ્લા-તાલા, બડી બામદાદે આપણી મુસાફરીની મંજલ શરૂ કરશું તો નીમાશામને વખતે તીફલીસ જઈ પુગશું."

'દરદીને જોઇતું વૈદે ફરમાવ્યું.' લૈલા છુટી પડવાના વિચારમાંજ હતી તેટલાં તે વગર મેહેનતે છુટી થઈ અને તેઓ છુટા પડયા.

અલાદીન, હાફિઝ, અને ઈબ્રાહીમ એક તરફ, અને લૈલા, ઝઈદા, તથા એમીના પેલા રખેવાળની પાછળ ગયાં.

તેઓએ થોડોક રસ્તો કાપ્યો કે સરાહના દરવાજા આગળ આવી પહોચ્યાં.

"બાનુઓ," પેલા તુંદ મિઝાજી બોલ્યો, "તમો તમારા ઘોડા પરથી નીચે ઉતરો આ તેજ સરાહ છે. હું તમારે સારૂં સર્વે વાતની તજવીજ કરૂં છું."

હજુસુધી ઝઈદા અને એમીના કાંઈ પણ બીના જાણતાં નથી, અને લૈલાએ કહયું પણ નથી.

પેલા રખેવાળ અંદર ગયો તેટલાં લૈલાએ એક પોકાર કીધો કે "દા-સીઓ, તમારો જાન બચાવવો હોય તો જીવ લઈ નાહાસો. મારી પાછળ તમારા ઘોડા દોડાવો."

લૈલાએ પોતાના ઘોડાને તેજ કીધો, અને ચારે પગે આ ખુબસુરત નારે પોતાના ઘોડાને દોડાવ્યો. તેની દાસીઓ તેના હુકમને તાબે થઈ, અને પેલો રએવાળ હજુતો પાછું ફરીને જોય તેટલાં તે લોકો તેની નજર આગળથી કેટલાંક દુર નિકળી ગયાં.

---

## પ્રકરણ અગીઆરમું.

### જયોરજીયન વિધવા.

"ઝઈદા, બુલંદ આપણા બખ્ત છે કે આજે આપણ ત્રણે જણે નવો જન્મ લીધો છે. તેં નહીં જોયું! થોડા કલાકની અગાઉ જેણે આપણો પ્રાણ બચાવ્યો હતો તે જુવાન—કે જેની બાહાદુરી વિષે આપણ વખાણ કરતાં હતાં—જેના સારા અને સોહામણા દેખાવાની તમો સીફત કરતાં—જેની રીતભાત ને અદબઆદાબ પર તમોએ પુરતો વિશ્વાસ રાખ્યો — તે તુર્કી જુવાન કોઈ નહીં પણ પેલો ખુની ફકીર કેહેરમાન હતો." ઝઈદા અને એમીના આ સખુનો સાંભળી અજાયબીમાં ગરક થઈ ગયાં, અને કાંઇ પણ બોલ્યા વગર લૈલાતરફ ટગર ટગર જોવા પડયાં.

"હા, તેજ જુવાન," લૈલાએ ફરીથી કહ્યું, "જેની સાથે આજે આખો દિવસ આપણે મુસાફરી કરી છે, તે કોઈ નહીં પણ પેલો નેકાબદાર ચોર જે અંધારી રીતે મારા દિવાનખાનામાં દાખલ થયો હતો તેજ મારી વીંટીનો ચોર!"

"પણ, મેહેરબાન, તેં કેમ જાણ્યું વારૂ?"

લૈલાએ ઝઈદા અને એમીના આગળ સર્વે વાત માંડી કહી, અને તેઓની ખાતરી કરી કે તેણીએ પોતાની ચોરાયલી વીંટી તેની કોથળીમાંથી જમીનપર પડતાં જોઈ, અને પેલા ફકીરે તેને ઉંચકીને આપી તે તેણે પાછી પોતાની કોથળીમાં મુકી. વળી જે મકાનમાં આજ રાતે વાસો કરવાને તેણે

કહ્યું ત્યાં જો તેઓ ગયાં હોત તો બચીત તેઓના જાન જોખમમાં પડતે ; કારણકે પેલો તુંદ મિઝાજી તેનો મસલતીયો હોય એમ તેણીને લાગ્યું.

આટલી વાત કરતાં તેઓ એક રેહેઠાણ આગળ આવી પહોંચ્યાં. ઝઈદાએ ઘોડાપરથી નીચે ઉતરી આ અંજાણ્યા મકાનનો દરવાજો ઠોકયો, અને એક મધ્યમ કદની જુવાન વિધવાએ તે દરવાજો ખોલ્યો.

આ જયોરજીયન વિધવાના ઘરમાં આ ત્રણે અબળાઓએ ઉતારો લીધો. તેઓને એક રાતના દરમ્યાનમાં અચ્છી રીતની દોસ્તી થઈ, અને અરસપરસ વાત થતાં તે વિધવા પોતાનો હાલ નીચે પ્રમાણે લૈલાને કેહેવા લાગી :—

**જયોરજીયન વિધવાનો હેવાલ—રમજાનનો તેહેવાર—તુર્કીનો સુલતાન.**

"બાનું જે બે ખીલતી ગુલાબની કળીને તમો હાલ મારી સાથે જુઓ છો તે બંને મારી બેટીઓ છે. પણ અફસોસ, એ બે ઉપરાંત એક ત્રીજીની હું ભાગ્યશાળી મા કેહેવાતી હતી, પણ હાલ બે વરસ થયાં તે નથી, અને તેથી હું હીનભાગ્ય થઈ છું." આટલું બોલી તે રડવા લાગી.

"નથી ત્યારે તે બિચારીએ બેહેસ્તમાં મુકામ કીધું હશે," લૈલાએ દિલાસો દીધો.

"નહીં બાનું, મોત મારી આઇસાને મારી પાસથી છીનવી નથી લઈ ગયું. મારા કિસમતની કીતાબના કાળા હરફની કાંહાણી શું કહું."

"આઇસા મારી વડી છોકરી હતી; અરે! તે એવી તો સદગુણી અને ભલી હતી કે મારા ધણીના મરણ પછી મારૂં સર્વ સુખ હું તેમાંજ સમજીને બેઠી હતી."

"અફસોસ," લૈલા બોલી, "મને તમારી ઘણીજ દયા લાગેછે,બાઈ."

"બાઈ," જયોરજીયન વિધવા રડતી બોલી, "તમો જાણતાં તો હશો કે મુસલમાનના દર સાલે થતા રમજાનના તેહેવારની આખરીએ એક સૌથી સુંદર કુંમારી કન્યા કોઈને કોઈપણ ઠેકાણે મળે તો તે લઈ આવો તર્કીના હાલના રાજકર્તા સુલતાન અબદુલમઝીદને તેના ઝનાનખાનામાં રાખવા સારૂં ભેટ કરે, તો તેના બદલામાં જે ઘણી તેવી કન્યા લાવે તેને તેનું માંગણું દામ મળે."

"આ કારણથી ગુલામી ધંધો કરનારાઓ ઇનામની આશામાં રમ-

જાનના તેહવારના થોડા મહીના અગાઉ કુંમારી કન્યાની શોધમાં દેશો દેશ ભટકતા ફરેછે. જોકે અબ્દુલમઝીદે ગુલામી ધંધા સારૂ સખ્ત મનાઈ ફરવી છે, તોપણ તેની ચોરી છુપાઈથી એવાં જબુન કામો તેઓ કરયા જાયછે."

"હું સારીપેઠે જાણું છું," લૈલાએ કહ્યું, "અને ઘણી દલગીરી સાથે મને કેહેવું પડે છે કે કંઈએક કકેસસના મુલકની ખુબસુરત કન્યાઓ સુલતાનના ઝનાનખાનામાં રહીને સુલતાના બનવાની ઉમેદમાં પોતાની રાજી ખુશીથી ગુલામી ધંધો કરનારના હાથમાં સપડાય છે, અને તેઓ તેમને કોન્સતેન્ટીનોપલ લઈ જાય છે; વળી વધારે દુઃખ ભરેલું તો એ છે કે સીરકાશીયા, મીંગરેલીઆ, અને જયોરજીયાના રેહેવાશીઓ પોતાની બેટીઓ સુલાતાના બને અને તેથી પોતાનું પણ કામ સરે એવી આશાથી મોટી ખુશી સાથે પોતાના નિર્દોષ કુમળાં ફુલોને એ નીચ ગુલામી ધંધો કરનારા કર્પીનોને વેચેછે."

"એ પણ ખરી વાત છે, બાઈ," પેલી વિધવા બોલી. "અને તે ઉપરાંત આ જુલમગારો કેટલાંકની ઉપર જાસ્તી ચલાવીને તેમની મીઠી ગોદમાંથી તેઓનાં વાહાલાંને ઉઠાવી લઈ જાય છે. અફસોસ, હું પણ એજ ચંડાળોનો ભોગ થઈ પડી છું."

લૈલા બોલી, "શું ત્યારે તમારી ખુબસુરત આઇસાને એવી રીતે જબરીથી તે ચંડાળો છીનવી લઈ ગયા છે?"

"તેમજ છે, બાઈ," તે વિધવા બોલી. "બે વરસની વાતપર થોડા ગુલામી વેપારીઓએ આ જગાપર ઉતારો લીધો હતો. તેઓની સાથે ઓછામાં ઓછી બાર ખુબસુરત કન્યાઓ હતી; હા! કંગાલ તે દિવસ! કે તેણે મને સદાની કંગાલ અને દુઃખી બનાવી છે, અને મારી આઈસાને મારી પાસથી છીનવી લીધી છે. તેઓએ મને કહયું કે જો હું આઇસાને તેઓને સ્વાધીન કરૂં તો મને મોટું ઈનામ મળશે, અને આઈસા જાતે ઘણી ખુબસુરત હોવાથી જરૂર સુલતાનની માદર (સુલતાના વાલેદા) તેણીને પોતાના બેટાના ઝનાનખાના સારૂ પસંદ કરશે. જયારે મેં તેની વાતને તુચ્છ-કારી કાહાડી ત્યારે, બાઈ, જે તેના કાલાવાલા અને આજીજીથી મેં કબુલ નહીં કીધું તે તેણે પોતાના જુલમ અને જાસ્તીથી કબુલ કરાવ્યું. તે ચંડાળે પોતાના માણસોને ફરમાવ્યું કે મને અને મારી છોકરીઓને દોરડાંથી મજબુત

બાંધે. આ તેનું ફરમાન તેના માણસોએ તરતજ બજાવ્યું. અમારા કાલાવાલા અને અરજ તથા બુમબરાડાની તેણે કાંઈપણ દરકાર કરી નહીં. અને ત્યારપછી આઈસા, મારી પ્યારી આઈસાને જોર જુલમથી મારી પાસેથી છીનવી લઈ ગયા."

"આ તમારૂં દાસ્તાંન, બાઈ, ઘણું દુ:ખ ભરેલું છે," એમ કહી લૈલાએ પેલી વિધવાનો હાથ પકડી મજબુત દયાના દેખાવ સાથે દાબ્યો અને બોલી, "ત્યારે એ રીતે તમે. તમારી આઈસાને ખોઈ છે."

પેલી વિધવા બોલી, "હા બાનું, તેણીને કોન્સતેન્ટીનોપલ લઈ જવામાં આવી. રમજાનના તેહેવારપર સુલતાના વાલેદાએ અબદુલમઝીદના ઝનાનખાનાને સારૂ મારી આઈસાને સઘળીમાંથી પસંદ કરી ચુંટી કાહાડી; પણ મને તે શું કામનું! તેણી સુલતાનસાથે નેકા કરી સુલતાના થઈ તાજ અને તખ્તના વારેસની માદર પણ બને, અને ઘડીભર કોન્સતેન્ટીનોપલની સુલતાના કહેવાય, પણ કહો બાઈ, મારે તે શું કામનું? અરે બે વરસ થયાં તેનું મનમોહન મુખડું જોવાની હું ઇંતેજાર છું."

"શું બે વરસ થયાં એક કાગળ પણ આઈસાએ તમારી ઉપર નથી મોકલ્યું?" લૈલાએ પુછ્યું.

"નહીં, તેણીને હુકમ નથી. જે કન્યા કોન્સતેન્ટીનોપલના અબદુલમઝીદના ઝનાનખાનામાં દાખલ થાય તેનાથી કોઈની સાથે વેહેવાર રાખી શકાય નહીં, અને કોઈ તેની સાથે રાખીશકે પણ નહીં; દોસ્ત આશનાવ, સગાં વાહાલાં કે મા બાપ, એ સર્વેને જીંદગીના છેડા સુધી વીસારી દેવાની ફરજ પાડે છે, એટલું જ નહીં, પણ જો તે ઓરત ખ્રિસ્તિ હોય તો તેણીને પોતાનો ધર્મ પણ તજવો પડે છે."

લૈલા, ઝઈદા, અને એમીનાએ આ વાત સાંભળી તેણીનાં દુ:ખમાં ઘણીજ આતુરતાથી ભાગ લીધો. એ રીતની વાતચિત કરી પેલી વિધવાને દિલાસો દઈ રાત મોડી થવાથી તેઓ પોતપોતાની જગાપર આરામ કરવા ગયાં. અને સહવાર પડતાં પોતાની મુસાફરી પાછી શરૂ કરી.

પણ આ જુવાન અબળાઓની મુસાફરી પાછી શરૂ થાય, અને આપણી વારતાનું આ પ્રકરણ બંધ થાય, તેની અગાઉ આપણા શુરા પેહેલવાન જંગી અલાદીનની ખબર લઈએ.

અલાદીન, હાફેઝ, અને ઈબ્રાહીમ, ત્રણે જણ બેઠા છે; જુવાન અલાદીન લૈલાની ખુબસુરતી જોઈ તેપર મોહી પડેલો છે, અને કાંઈ ઊંડા વિચારના વમલમાં ગોતાં ખાય છે, તેટલાં તેના દિવાનખાનાના દરવાજા એકદમ ઉઘડી ગયા અને પેલો તુંદ મિઝાજી સરાહનો રખેવાળ અલાદીન આગળ આવી ઉભો.

તે બોલ્યો "અરે શેઠ, આ શું બલા. તમે પણ કેવાં આદમીને સારૂ ભલામણ કીધી."

અલાદીને પુછ્યું "કેમ, ભાઈ?"

રખેવાળ બોલ્યો "અરે તારા ભાઈ ગયા જહાનમમાં. ભાઈ કોણના. પેલી ડાકણો કોણ હતી?"

"મિઝાજી બુઢા, તું શું કેહેવા માંગે છે?" અલાદીને ગુસ્સાથી પુછ્યું.

તેણે કહ્યું, "હું સમજું છું સારીપેઠે કે તમો લોક કોણ છો, અને પેલી છોકરીઓ કોણ હતી."

"પણ તું શું કેહેવા માંગે છે, તે હું તો જાણું."

રખેવાળ બોલ્યો, "જાણવાનું! શું જાણવાનું હતું તે તો મેં જાણી લીધું; અને હવે વધુ શું જાણે! તેઓ હોય તો જાણે કેની?"

"હોય તો! ત્યારે શું તેઓ નથી?" અલાદીન અચરત થઈ બોલ્યો.

પેલો રખેવાળ બોલ્યો. "નહીંજ તો. તેમાં શું શક. તેઓ સરાહના દરવાજા આગળથીજ જીવ લઈને નાહાઠાં. હા, તેણીના બોલેલા બોલ હજી મને યાદ છે, 'સખીઓ, તમારા જાન બચાવવા હોય તો જીવ લઈ નાહાસો, મારી પુઠે તમારા ઘોડાને દોડાવો'; અને એટલું બોલી તેઓ ગેબ થયાં. પણ તેઓ ગયાં તો ખેર, પણ મને કેટલું અપમાન! શું મારી સરાહ લુટારાઓનું રેહેઠાણ છે, કે તે ચંડાળોને વિશ્વાસ નહીં આવ્યો? અરરર! એ મારી સરાહને અને મારી આબરૂને કેટલો ધોકો!"

ટુંકમાં, પેલા તુંદ મિઝાજી રખેવાળે લૈલાના નાહાસવાની ખબર અલાદીનને આપવાથી તે અજાયબી સાથ નાસીપાસ થયો. તેને ઉમેદ હતી કે તીફલીસ સુધી તે ખુબસુરત લૈલાનો સાથી થશે, પણ હવે તેની ઉમેદનો કોટ ટુટી ગયો અને તે નાસીપાસ થયો. તે બોલ્યો. "અફસોસ! બેહુદા આસમાન, હું નહીં ધારતો હતો કે મારી ઉમેદનો કોટ તું એટલો જલદીથી જમીનદોસ્ત કરશે. પણ ખેર! મ્હોત અને જમની વચ્ચે પણ તફાવત રહે છે. માણસ ધારે છે શું, અને ખુદા કરે છે શું!"

# પ્રકરણ બારમું.

## ફીરી અને માઇરા—નવો પ્રપંચ.

એક વખત નાસીપાસ અને બીજી વખત ફતેહમંદ થયલો નામાંકીત લુટારાનો સરદાર ફીરી અને તેની માશુક માઇરાનો દિલપઝીર દેખાવ આપણી વારતાનું બારમું પ્રકરણ દેખાડે છે.

ફીરી—અએ મારા પ્યાર, મારી ધારેલી મુરાદ આખર ઉંધી વળીછે. અલાદીન નાહાસી ગયો એટલીજ ખબર મને દુઃખી કરવા બસ છે.

માઇરા— શુકર રહમદુલ્લા! કે એટલુંજ કરી તેઓ નાહાસી ગયા છે, નહીં તો, પ્યારા ફીરી, મારો જાન લેવાને તે ચાહાતે તો કાંઇ પણ વિલંબ તેને નહીં લાગતે. બુલંદ તેના બખ્તે તેને યારી આપી તેથીજ તેના નોકરે આ ઉંડો ભેદ શોધી કાહાડયો.

ફીરી—ખેર, તકદીર આગળ તદબીર કુચ બીસાદમાં નથી. માઇરા, તું હિંમત પકડ, અને મેં જે બીજી જાળ બિછાવવાનો ઇરાદો કીધો છે, તેમાં તું શરીક થા. બાઝીએ મને ખબર આપી છે કે લૈલા પોતાની મુસાફરી શરૂ કરી ચુકી છે. તારે તીફલીસથી થોડે દુર એક તંબુ મારવો, અને લૈલા તથા તેની સખીઓ તીફલીસ પોંહચે તેની આગમચ તેઓને આપણા બંદીવાન કરી લેવા. તેમજ થવું જોઇએ; અને તેમ જો નહીં થાય તો જે તલેસમાતી વીંટી મેં તેણીને આંગળેથી ચોરી છે, તે એક પૈસાને કામની પણ નહીં થઇ પડે.

માઇરા—સબબ?

ફીરી—કાંઈપણ કરી લૈલા જો મારે હાથ આવે, તો તેને સમજાવી, તેને વતન મીંગરેલીઆ મોકલાવી દેવી, અને જો એક વાર તેમ થયું, તો તલેસમાતી ગુલીસ્તાનનો છુપો બાગ જે એનેટોલીઆ અને કાકેસસ પર્વતોના પેટમાં કોઈ જગે છુપાયલો છે, તે માંહેલો બેહદ ખજાનો અને બીજી ચીજોના માલેક થવાને પછી કેટલી વાર! આ તલેસમાતી વીંટી વિષે મને ખબર પડી છે કે પેલા તલેસમાતી બાગની ચાવી છે, કે જે લૈલા પોતાના પ્રાણ કરતાં વધારે પ્યારી અને જીંદગી કરતાં વધારે જરૂરની સમજતી હતી. આ વીંટી મનસુરે લૈલાપર મોકલાવી હતી, અને લુનર તેણીને તે આપવા મીંગરેલીઆ મનસુરનો પેગાંમ લઇ ગયો હતો, પણ હવે લૈલાને મનસુર પાસે જવાની જરૂર

પડશેજ નહીં; સબબ તલિસમાતી બાગનો પત્તો મેળવવાની મતલબથીજ તે મનસુર પાસે જતી હતી; પણ જ્યારે તે જાણશે કે તે તલિસમાત તો તેણીએ ખોયો છે, ત્યારે તેણીની નાસીપાસીની હદ રેહેશે નહીં. એ સર્વે વાતનો ખુલાશો થાય, તેની પહેલાં મારે તેણીને પકડી મીંગરેલીઆ મોકલાવી દેવી છે. માઈરા આપણે આ સર્વે ઝહેમત તે બાગને માંટે ઉઠાવી છે. આહા! તલિસમાતી ગુલીસ્તાનની શું ખુબી કરૂં; તે દુનિયાથી નિરાળો છે, તેનો ભેદ ભરેલો મુદ્દો પુરેપુરો નહીં પણ અરધોઅરધ તો મને મળ્યો છે એમ હું સમજું છું. તે બાગ પરવરદેગારે પ્રથમ કુલે આદમ જાતના વાલેદો આદમ અને હવના સુખને સારૂ બનાવ્યો હતો, પણ તેઓની નાફરમાનીથી જ્યારે તેઓ તે બાગમાંથી બરતરફ થયાં ત્યારપછી તે ખાલી પડયો છે; અને શુકરે ઈલાહી કે ચંદરોઝમાં આપણ તેના માલીક થશું. માઈરા, વાહાલી માઈરા, આપણો આ લુટારાનો ધંધો હવે આપણને મુકી દેવો પડશે, અને એવે ઠેકાણે જીંદગીના બાકીના દિવસો ગુજારશું કે જ્યાં ઉનાળો બીલકુલ રેહેતો નથી, તથા શિયાળાનો ઠંડો પવન માલમ પડતો નથી; જ્યાં તોફાન જેવું કાંઇપણ કદી થતું નથી; જ્યાં બુલબુલો પોતાના મધુર હલકે મનને ગુલજાર અને ગુલીસ્તાનને વસ્તીવાળું બનાવે છે; જ્યાં મધુર અને મીઠા રસદાર મેવાના ભારથી હર કિસમના ઝાડ અને માંડવાની દાંખળીઓ અને વેલો ઝુલાઈ પડી હિચકા ખાય છે; જ્યાં રૂપેરી રંગના નિર્મળ નીર સદા તરો તાજાં રહે છે; જ્યાં કોયલ અને મેના, પપૈઆ અને ચંદુલની જોડ ગુલ અને બુલબુલની માફક પવિત્ર પ્યારમાં લપટાઇ એકસંપથી રહે છે.

ફીરોના આ અસરકારક અને કઠણ દિલને પીગળાવે એવા ભાષણથી માઈરાએ આ દુઃખી દુનિયાનું ખરૂં સુખ હાંસલ કરવા તીફલીસની રાહા લીધી; તેણીની સાથે તેની બે સખી પેલી જુવાન તુર્કી છોકરીઓ પણ રસાલા તરીકે સાથી થઇ છે.

વાંચનારે જાણી લીધું હશે કે આ રસાલો હવે તીફલીસથી થોડે દુર ફરેબની જાળ બિછાવવા ગયો છે.

તેઓએ લાંબી મંજલ પુરી કરી, પણ રાહામાં તેઓ અલાદીનને ખાતર ડરતાં હતાં કે રખે તેનો મેળાપ થાય. તીફલીસથી થોડે દુર તેઓએ પોતાનો દેહેરો નાંખ્યો; અને દાસીઓ સંગ, ઉમંગથી રંગમાં આ બેમુલુ નંગ ચંગ અને સિતારના જંગમાં મશગુલ થઈ.

પણ એકાએક આ રંગમાં ખલલ પડી. માઇરાએ કોઇના ઘોડાનો અવાજ સાંભળ્યો. તે એટલી તો આ અવાજથી ગભરાઇ ગઇ કે તેણીનો ચેહેરો ઉજળો પુની જેવો થઇ ગયો. તેણીએ જાણ્યું કે અલાદીન્ અને તેના બે જુવાનો આવે છે. તે તરતજ એક ઠેકાણે છુપાઇ ગઇ, અને સંતાઇને ચોરીથી તે તરફ જોવા લાગી.

સીતારાની ગીરદેશ જયારે આદમી ઉપર આફત લાવે છે ત્યારે તે સાંમટી લાવે છે. તેલમાંથી બચવાની આશાએ માછલી કહડામાંથી કુદી બહાર પડવા જાય છે, તો તે આતશમાં પડે છે. સંકટમાંથી બચવાની વેતરણ કરતાં વાઘના મોહડામાં કોઇ વખત ઇનસાન ધસીને જાય છે, અને બખતની અઢંગી ચાલથી તે દોસ્તને દુશ્મન અને દુશ્મનને ભલાંનો ઇચ્છનાર ગણે છે.

માઇરાએ શું જોયું. તેણીએ જોયું કે કોઇ ત્રણ જુવાન અબળાઓ ઘોડેસ્વાર થઇને આવે છે. તે તરતજ સમજી ગઇ કે આ ખુબસુરત છોકરી તે લૈલા અને તેની સાથવાળી જુવાનો તેની સખીઓ હશે.

લૈલા આ દેહેરો અને તે માંહેલી નાજનીન જોઇ ખુશી થઇ, અને ટુંકમાં કહીએ તો માઇરાની ઠગાઇ ભરેલી માંગણીથી લૈલાએ દેહેરામાં ઉતારો લીધો.

હા, લૈલા, તું થોડુંજ જાણે છે કે જેનીપર તું વિશ્વાસ રાખે છે, જેની ખુબસુરતી વિષે તારૂં આલીન મત ઉંચુ છે, તેજ તારો શત્રુ અને કટ્ટો વેરી છે. લૈલા, નિર્દોષ લૈલાને એટલી પણ ખબર નથી કે સોહામણા સર્પ સૌથી વધારે ઝેરી રહે છે. અફસોસ ! નિર્દોષ નાર તું શું કરે ! તને શું ખબર ! તું શું જાણે ! કે તેણે તને કપટથી પોતાના તંબુમાં તારી પરોણાગત કરવા બોલાવી છે !

---

## પ્રકરણ તેરમું.

### થેકલા.

દુધ અને સાકર સાથે મળી ગયાં છે ; અને જે તેલ અને પાણીની માફક જુદાં રહેવાં જોઇએ તે એકમેકના ગળાંમાં હાથ નાંખી એકમેકને ચાહે છે.

લૈલા ભોળા દિલથી તેને ચાહવાની અને પ્યાર કરવાની વેતરણ કરે છે, ત્યારે માઈરા તેને કેવી રીતે પકડવી તેનો ઉંડો વિચાર હસતે મોહડે કરતી જાય છે. એક જણ જ્યારે પોતાની જીંદગીના છેડા સુધી મિત્ર તરીકે ગણવા તૈયાર છે, ત્યારે બીજી તેને અને તેની સખીઓને બિછાવેલી જાળમાં કેમ ફસાવવી તેનો ખ્યાલ કરતી જાય છે, અને ફરેબથી હસતી જાય છે.

અફસોસ ! ખરા પ્યારનો આ કેવો બદલો !

દોસ્તીનો હક જાળવી દગો દેવાની કેવી નીચ વેતરણ ! પ્યારના પવિત્ર દેખાવનું ડોળ ઘાલી વિશ્વાસઘાત કરવાનો કેવો વિચાર ! નિર્દોષ લૈલા, તને થોડીજ ખબર છે કે જેને તું ગળે વળગી છે તે તારો દુશ્મન છે ; જેને તું ચાહે છે તેજ તારી કબર ખોદે છે ; જેને તું ભવિષનો મિત્ર કરવા માંગે છે તે તારાજ ભવિષના સુખની પાયમાલી કરવાનો વિચાર કરે છે !

લૈલા બોલી "ખરા અંતઃકરણથી કહું છું, માઈરા, હું મારી જીંદગીના અંત સુધી તને ભુલનાર નથી."

વાંચનારે જાણવું જોઇએ કે માઈરા અને લૈલા ઘણી સારી પ્રિતીમાં જોડાઈ ગયાં છે, પણ માઈરાનો પ્રેમ ફરેબી છે.

"સુંદર સખી, હું પણ તેવુંજ ઈચ્છું છું," માઈરા બોલી, "અને અગરજો તું મને તારાથી જુદી પાડે તોપણ હવે તું મારાથી જુદી પડી શકશે નહીં"!!

"પ્રિતનો ગાંઠ એવોજ હોવો જોઇયે, મારી મનમોહન માઈરા," લૈલાએ એક બોસો લઈને કહ્યું.

માઈરા (પાછો લૈલાને બોસો લઈને) બોલી, "હા, પ્રિતનો ગાંઠ એવોજ છે, શ્યાની સખી ; હું જે કંઇ કરૂં છું, અને જે ચાહેનાં તારી ઉપર દેખાડું છું, તે ફકત મારા પ્યારને ખાતરજ છે"!!

વાંચનારે જોઈ લીધું હશે કે માઈરાએ બોલવામાં બએ મતલબ રાખી છે, જે તેણીનો ફરેબ જાહેર કરે છે—એક તો તે તેનાથી જુદી પડી શકશે નહીં ; અને બીજું તો જે પ્યાર તે લૈલા પર બતાવે છે તે તેનો પ્યાર—ફીરીના પ્યારને ખાતર કરે છે.

આવી અરસપરસ પ્યારની વાતો લૈલા ખરા દિલથી, અને માઈરા ફરેબી દિલથી કરતી હતી. પહેલી વાતોમાં મીઠાશ, મોહોબત, અને પ્યારનો

પમરાટ પમરે છે, અને બીજી વાતોમાંથી ફરેબ, દગલબાજી તથા લુચ્ચાઇની બદબો નિકળે છે.

લેલા અને માઈશ આવી રીતે પ્યાર ભરી વાતો કરે છે તેવામાં એક ઊંચા કદની લગભગ પાંત્રિસ વરસની ઉમરની તુર્કી ઓરત આવી દાખલ થઈ તેથી તેઓનાં વાતમાં ખલલ થઈ. એ સ્ત્રી તદન અંજાણી હતી.

લૈલાને તેની હાજરી અકારી લાગી, સબબ તેણીની પ્યારભરી બોલી આ સ્ત્રીના આવ્યાથી બંધ પડી ગેઈ, તેમજ માઈશ પણ મનમાં બડબડવા લાગી કે આ નવી બલા કોણ છે. મારા કામમાં એ રએ ખલલ કરે.

કેવું સાંટક! બંને જણ એકજ આદમીની હાજરીથી દલગીર થયાં અને કફા થયાં.

માઈશ પોતાના કામમાં રએ ખલલ પડે તેથી દલગીર થઈ, અને લૈલા પણ તેણીના જવાની રાહા જોતી હતી કે કયારે તે સીધારે. આ બંનેને મન આ સ્ત્રી ' કવાબમાં હાડકું લાગ્યું.'

પેલી સ્ત્રીના હાથમાં તે દેશની ફેરી ફરનાર ઓરતની માફક એક નાહાની સુખડની પેટી હતી ; તે આવતાંને વાર બોલવા લાગી—" બાઈઓ, શેઠાણીઓ, મેહેરબાની કરી મારી પાસેથી કાંઈ ખરીદશો? બાનુઓ, હું તમને સસ્તામાં જે કંઈ માંગશો તે આપીશ."

આ ફેરી ફરનાર સ્ત્રીનું કામ કાંઈ ખુશબો અને ઝાડપાનની દવા વેચવાનું હતું. તેણીનું રૂપ સામળા રંગનું હતું, અને એક મોટો બુરખો રિવાજ પ્રમાણે તેણીએ પોતાનાં મોહડાં ઉપર અરધો નાંખ્યો હતો. પેલીએ પોતાના માલની સીફત અને તારીફ કરવા માંડી—" મારો મલમ તમે ખરીદ કરો, બાઈ, કે જે ઉંડામાં ઉંડા જખમો રૂઝાવવાની શક્તિ ધરાવેછે; મારી અકસાર તમો ખરીદ કરો, બાઈ, કેમકે તે સર્વે જાતનાં ઝેહેરોનો ઉતાર છે; મારી પાસે ઊંચામાં ઊંચો કેરબો અને અંબબર છે, તે જો ખરીદ કરશો તો હું તમને સસ્તાંમાં આપી દઈશ, સબબ એ માલ મારે કાહાડી નાંખવો છે; વળી ઈસતંબોલનું ઉત્તમ ગુલાબનું અત્તર જોઈએ તો તે પણ છે." એમ કહી તેણીએ જમીનપર પથારી માંડી અને પેલી પેટી ઉઘાડી તરેહવાર માલ કહાડી દેખાડવા લાગી—" આ સીસીમાં ચોખ્ખું ઈસતંમબોલનું અત્તર છે. આ બુકી ગમે તેવું ખરાબ ઝેહેર કોઈએ ખાધું હોય તો તેનો ઉતાર છે; છ

મહીનાની વાત ઉપર અરઝરૂમના હાકિમ હુસનપાશાને તેના એક ગુલામે કા-ફીની સાથે ઝેર મેળવીને પાયું હતું; મેં આ ભુકીથી તેને સારો કીધો હતો; આ ઊંચામાં ઊંચો કેરબો, અને સારાંમાં સારૂં અંબર છે."

સૌથી છેલ્લે તેણીએ ત્રણ પ્યાલીઓ કાહાડી બહાર મુકી બોલવા લાગી:—"તમો જાણતાં તો હશો, શેઠાણીઓ, કે ઈંગ્લાંડના રાજા રીચર્ડ અને આપણા સુલતાન અલાદીન વચ્ચે લડાઈ ચાલતી હતી તે વેળા રીચર્ડ જ્યારે બિમાર પડી મરણને કાંઠે આવ્યો હતો, ત્યારે સુલતાન અલાદીને પો-તે હકીમનો વેશ ધારણ કરી રીચર્ડનાં તંબુમાં દાખલ થઈ પોતાના કટ્ટા દુશ્મન જે મોતથી રીબાતો હતો તેને મોતના પંજામાંથી છોડાવ્યો હતો તે આ દવાથી."

લૈલા આ ઓરતની વાતથી આસ્તે આસ્તે રિઝાવા લાગી, અને તેણીએ સવાલ કીધો "બાઈ, તારૂં નામ શું છે?"

"જી—બાઈ, મારૂં નામ થેકલા છે."

"ત્યારે થેકલા તારી પાસે આ કિંમતી અને અજાયબજેવી દવાના નુસખા કયાંથી આવ્યા?"

"એજ એક અજાયબી છે." થેકલાએ સાંકેતથી ચેસ્ટા કીધા. અને લૈલા તથા માઈરા હસી પડી.

"બાઈ—આ કિંમતી મલમથી મેં ગયા ૧૮ મહીનાની વાતપર એક બુઢા આદમીને સારો કીધો હતો; તેની હકીકત અજાયબ જેવી છે."

"તે શું છે વળી!" લૈલા હસીને બોલી.

---

# પ્રકરણ ચૌદમું.

## તલેસમાતી બાગ—રંગમાં ભંગ.

"અલ્લાહ અને હઝરત પેગમબરના કસમથી મારી વારતા હું શરૂ કરૂં છું તે તમો ખરી જાણજો."

"બેફીકર તને જે કેહેવું હોય, થેકલા, તે કેહે," લૈલા બોલી. "તારી વારતાને અમો સાંભળવા ઇંતેજાર છે. અઢાર મહીનાપર શું થયું?"

"બાઈ" ચેકલા બોલી, "અઢાર મહીનાની વાત ઉપર હું શેહેરે શેહેર દવાદારૂ આપવાનો ધંધો કરતી ત્યારે મારી દવાદારૂની અસરથી થતા ફેરફારોની તારીફ આખા તીફલીસમાં આશકારા થઈ. એક દિવસ એક આબરૂદાર દેખાવનો બુઝરોગ ગૃહસ્થ મારી પાસે આવ્યો. જોકે તેને હું ઓળખું છું તોપણ તેનું નામ તમો મેહેરબાની કરી મને પુછશો નહીં એવી હું આશા રાખું છું. તે મને કેહેવા લાગ્યો કે મારે તેની સાથે તેના એક દરદીને જોવા જવું પડશે, અને તે એવી સરતે કે જ્યાં પણ તે મને લઈ જાય ત્યાં મારી આંખે પાટા બાંધી મારે જવું. જો હું કબુલ થાઉં તો મને ઇનામમાં એક મોહટી રકમ મળશે, એમ તે કેહેવા લાગ્યો. બાઈઓ, તમો સાંભળીને અજાયબ થશો કે મેં તેની માંગણી કબુલ કીધી; અને મારા અને તેના વચ્ચે થયલા કરારના બેઆનામાં તેણે મને થોડી મોહોરો આપી, મને બીજે દિવસે દરદી પાસે લઈ જવા કહી ગયો. બીજે દિવસે અમારી મુસાફરી શરૂ થઈ, અને અમારી કબુલાત મુજબ મારી આંખે તેને મજબુત પાટા બાંધ્યા, અને ખુદા માલુમ તેણે કઈ દિશા તરફ મુસાફરી શરૂ કરી. અમારા ઘોડા થાકી જવાના સબબથી થોડો વખત આસાયસ લેવાનો ઠરાવ કીધો. તેણે મને ઘોડાપરથી નીચે ઉતારી અને મારી આંખેથી પાટા ખોલ્યા. બાનુંઓ, હું શું કહું; જ્યારે તેણે મારી આંખપરના પાટા ખોલ્યા, ત્યારે મેં જાણ્યું કે અંધારી રાત પડેલી હતી, અને મને લાગ્યું કે હું કાકેસસના બુલંદ પાહાડના પગ આગળ ઉભી છું. થંડી એવી તો પડતી હતી કે જો પેલો ગૃહસ્થ આતશ સળગાવી તાપણું ન કરતે તો સેહજ વખતમાં અમારા બદનમાં ફરતું લોહી બંધાઈ જતે, અને આખેરશ આ હેબતનાક જંગલમાં મોહોતને સ્વાધીન થવું પડતે. રાત તો અમે તાપણું કરી ટાહાડ વચ્ચે આ પાહાડની તળેટીમાં પુરી કરી, અને બડીબામદાદે તેણે મારી આંખે પાટા બાંધ્યા અને પાછી અમારી મુસાફરી શરૂ થઈ."

માઈરા બોલી, "ભલી ચેકલા, તારી વારતા પેહેલાંના કરતાં રમુજી અને જાણવાજોગ થઈ પડી, જોકે શરૂઆતમાં તેવી ન હતી."

લેલાએ પણ માઈરાના મતને મળતો ટેકો આપ્યો, અને ચેકલાએ પોતાની બાકીની વાત શરૂ કીધી.

"પેલો ગૃહસ્થ મારી પાસે ચાલતો હતો. મારા ઘોડાની ચાલ ઉપરથી

હું જાણતી હતી કે જે જગાપર મારો ઘોડો ચાલે છે તે ઘણીજ કઢંગી અને ખાડા ખાબોચ્યા તથા ટેકરાવાળી જમીન છે. ખ્યાલ કરો, બાનુંઓ તમો, કે આવાં એકાંત વનમાં હું સ્ત્રી જાત એક બેગાનાં શખ્સ સાથે કેવી હાલતમાં હતી. પણ તમો જરા સબર કરો. મારી વારતાનો અગતનો ભાગ હવે શરૂ થાય છે. પેલા ગૃહસ્થે મને ઘોડાપરથી નીચે ઉતારી, અને હવે તેણે મને પોતાની સાથે ચાલવા કહ્યું. હું તેનો હાથ પકડી અટકળે લગભગ અરધો કલાક ચાલી. મારી આંખે પાટા બાંધેલા હોવાથી હું બીલકુલ જોઈ શકતી નહીં હતી કે કેવી અને કઈ જગા પર છું. પણ અમારા બંને જણના પગલાંના અવાજથી હું અટકળ કરી શકતી હતી કે પાહાડના કોઈ સાંકડા ગોફામાં અમારી મુસાફરી અરધો કલાક થયો શરૂ થઈ ચુકી છે. હજી હું મારી આ અટકળમાં ખરી છું કે નહીં એવો વિચાર કરૂં છું તેટલાં પેલા ગૃહસ્થે મને કહ્યું કે હવે આપણને જરા નીચે ઉતરવું પડશે, વાસ્તે મારા પગ તપાસીને મુકવા, સબબ ઉતરાણ જરા વધારે હતું. જરા વાર નીચે અમો ઉતરયાં, અને તેટલી વારમાં પેલા ગૃહસ્થ એક દરવાજો ઉઘાડતો હોય એવો અવાજ મેં સાંભળ્યો. બાઈઓ, તમોએ ખાતરીથી જાણવું કે જે કાંઈ હું કહું છું તે બીના મારા કાનેજ જોઈ છે, અને કાનેજ સાંભળી છે, સબબ મારી જોવાની ઇંદ્રિ તો બંધ કરી હતી, તેથી સાંભળવાની ઇંદ્રિએ જોવાનું અને સાંભળવાનું એ બંને કામ મારે ખાતર બજાવ્યું હતું. હવે નીચે અમો ઉતરતાં ગયાં, પણ હજી ઉતરાણ પુરૂં થયું નહીં ; હું જરા કંટાળી ગઈ, પણ હજી મારો દરદી મને મળ્યો નહીં. જેમ જેમ અમો નીચે ઉતરતાં ગયાં તેમ તેમ ગરમ હવાના સપાટા આવવા લાગ્યા, અને તેથી તરેહવાર ભયંકાર વિચારો મારા ખ્યાલમાં પેદા થવા લાગ્યા. તમો કદાચ અજબ થશો કે તે શું હશે ; પણ મેં તો એવો વિચાર કીધો કે શું ઇબલીસ પોતે મારી પાસે પેલા ગૃહસ્થના લીબાસમાં આવી મને લલચાવીને આ જગાપર પોતાની કરામત દેખાડવા અને દોજખના ગાર બતાવા લાગ્યો છે, અને આ ગરમ પવનના સપાટા કાંઈજ નહીં પણ દોજખ અને જહાંનમમાંથી આવે છે કે જ્યાં અનઅંત ગરમી અને આતશ રહે છે.”

લૈલા બોલી “હા, ખરેજ આવા વિચારો ફકત માણસને દીવાના બનાવવા બસ છે.”

"પછી; પછી થેકલા, તારી વાત તો અધુરી રહી ગઈ; આગળ શું થયું?" માઈરાએ પુછ્યું.

"આવા વિચારોમાં હું ડોળા ખાતી હતી તેવામાં અમો એકાએક ઉભા રહી ગયાં. પેલા ગૃહસ્થે એક બીજું બારણું ઉઘાડયું, અને તરતજ તે રસ્તેથી થંડી પવનની લેહેરીઓ આવવા લાગી; મારો માન પામેલો ભોમીયો મને હાથ પકડી જરા આગળ લઈ ગયો, કે તરતજ એક જબરા ધડાકા સાથે પેલો દરવાજો જે તેણે હમણાજ ઉઘાડયો હતો તે બંધ થતાં મેં સાંભળ્યો. થોડો વખત અમો આગળ ચાલ્યાં એટલે એક પાણીના ઝરાનો વેહેવાનો અવાજ મારે કાને પડયો; જરા વારમાં મારો લાંબો જબ્બો આસપાસના ઝાડોને લાગતો હોય એમ મને લાગ્યું, અને મારા પગ નરમ ઘાસવાળી જગાપર ચાલે છે એવું મેં નક્કી જાણ્યું. છેવટે, પેલા ગૃહસ્થે મારી આંખે બાંધેલા પાટા ખોલ્યા."

"અને પછી તેં શું જોયુ?" માઇરા ઘણી અધીરાઇથી બોલી, "મને મેહેરબાની કરી તરત કેહે." આટલી બધી ઇંતેજારીથી થેકલાને સવાલ કરી તે એકાએક અચકી પડી, કેમકે તે પોતે વિચારવા લાગી કે લૈલાની સનમુખ તેણીની આવી ઇંતેજારી શક ભરેલી થઈ પડશે.

"મેં સાંભળ્યું છે," લૈલા બોલી, "કે કાકેસસ અને અનેટોલીઆના પર્વતોની વચ્ચે એક તલિસમાતી બાગ છે, કે જેની ખુબીનું વર્ણન કરવા એક કવીની કલમ પણ હામ ભીડતી નથી; પણ એ બાગની વાત હું અત્યાર સુધી માનતી નથી, અને તેને એક જોડી કાહાડેલી વારતાના કરતાં વધારે વજન આપતી નથી."

લૈલાના આ વિચારે માઇરાના વિચાર જરા વધારે મજબુત કીધા. થેકલાના ભાષણથી માઈરા સમજી ગઈ કે તલિસમાતી બાગની હૈયાતી અઢાર મહીનાની વાત ઉપર થેકલાએ જોઇ છે ખરી.

થેકલાએ લૈલાને ઉત્તર આપ્યો—"બાનું, જોડી કાહાડેલી વાત જેટલું વજન તમો તલિસમાતી બાગને આપો યા ના આપો, પણ હું નબી પયમબ-રના કસમથી કહું છું કે હું તે જગા જોઇ આવી છું. હા! હા! શું તે જગાની તારીફ હું કરૂં! જયાં ઉનાળો બીલકુલ રેહેતો નથી, તથા શિયાળાનો થંડો પ-વન માલમ પડતો નથી; જયાં તોફાન જેવું કાંઇ પણ કદી થતું નથી; જયાં

બુલબુલો પોતાના મધુર શરોદે તે ગુલજાર ગુલીસ્તાનને વસ્તીવાલું બનાવે છે; જ્યાં મીઠા મધુર રસદાર મેવાના ભારથી હર કીસમના ઝાડ અને માંડવાની ડાંખળીઓ અને વેલાઓ ઝુલાઈ પડી હીચકા ખાય છે; જ્યાં રૂપેરી રંગના નિર્મળ નીર સદા તરોતાજાં રહે છે; જ્યાં કોયલ અને મેના, પપૈઆ અને ચંડુલની જોડ ગુલ અને બુલબુલની માફક પવિત્ર પ્યારમાં લપટાઈ એક સંપથી રહે છે. ગુલાબ, ચંમેલીના સુંદર કયારા અને જમીનપરની લીલોતરી આંખને તાજગી બક્ષે છે; સરોવરના સ્વચ્છ પાણી માંહે તરતી માછલીઓ કાંઇ ઓર તરેહની દીસે છે, જેને ખરેખર સરોવરની સુંદરીનું નામ છાજે છે. ખરૂં કહું છું, બાઈ, હું કસમ પયમબરના સાયાના લઇ કહું છું કે તે બાગે ઇરમથી પણ ચહડતો બાગ છે."

માઈરા ખુશી થઈ બોલી "ગુલાબ, ચંમેલી, વાહ વાહ!"

"એ એક અજાયબીછે," લૈલા બોલી. "હું તારી વાત સાંભળી હેરાન છું."

થેકલા બોલી "નબી સાહેબના કસમની હું તમને ગવાહી આપું છું કે મારી જબાનીમાં કાંઈ પણ બનાવટ તમો સમજશો નહીં. હું સાચુંજ કહું છું."

માઈરાના મનપર થેકલાના કસમથી જબરી અસર થઇ. તેણીની હવે ખાતરી થઈ કે તલિસમાતી બાગની હૈયાતી છે ખરી. પણ તે કયારે પોતાની નજરે જોશે, એમ સમજી છાતીના ભીતરમાંથી એક હાય મારી બોલી, "થેકલા, તારૂં ભાષણ બોલે બોલ માનું છું. માનું છું, હું ખરેખર માનું છું."

"પેલા ગૃહસ્થે મારી સારી રીતે માહાવજત કરી, અને આ બાગમાં જીવ ચાહે ત્યાં ફરવાની મને ભલામણ કરી. આહા! શું તારીફ કરૂં તે જગાની! તાકાત નથી આ જબાનમાં કે કુદરતની સીફતમાં દમ મારે!"

"મારે તમને કહેવું જોઈએ કે મને એક ખાસ મેહેલનાં ખાસ દિવાનખાનામાં લઈ જવામાં આવી, જ્યાં મેં મારા દરદીને જોયો. હું સીફતના બાકાં ફુકી મારી વારતાને લંબાવા માંગતી નથી, ફક્ત એટલુંજ કેહેવું બસ થશે કે હું એક અથવાડીયું તે બાગમાં રહી, પણ મારા દરદી અને પેલા ગૃહસ્થ વતરોગે મેં કોઈ પણ બીજાને તે જગાપર જોયા નહીં. મારા દરદીને મેં થોડા દિવસમાં સારો કીધો. અઠવાડીયાંની આખરીએ મારો દરદી તદન સારો થયો. અને પેલા ગૃહસ્થે મને કહ્યું કે બાઈ, કાલ સહવારે આપણ

બંને જણ એ જગા છોડી જશું. અફસોસ ! 'છોડી જશું' એ સખુનો સમજીનેજ મને દલગીરી લાગી. પણ લાચાર; મારાથી આનાકાની થઈ શકે તેવી હાલતમાં હું બીલકુલ હતી નહીં. બીજે દીને સહવારે તે ગૃહસ્થે મારી આંખે આગળની માફક પાટા બાંધ્યા, અને અમારી મુસાફરી પાછી શરૂ થઈ. અમો આવ્યા ત્યારે જે ઉતરાણ હતું તેજ હવે અમારૂં ચહડાણ થયું; જે દરવાજો ઉઘડયો હતો તેજ દરવાજો હોય તો તે ફરીથી ઉઘડી અમારી પીઠ પાછળ બંધ થઈ ગયો; અને આ દુનિયાનું તો નહીં, પણ બાઈઓ, પેલી દુનિયાનું બહેસ્ત છોડી પાછી આ દુનિયામાં હું જરા વારમાં આવી ઉભી."

આ વારતા પુરી થઈ તેટલાં માઇરાએ એકાએક એક જબરી ચીશ પાડી જમીનપર બેહોશ થઈ પડી. લૈલા તેની પડોસમાં બેઠી હતી તે તેની સખીઓ સાથે જોય છે તો, અફસોસ ! માઈરાના ચેહેરાપર જાલમ મોહતે પોતાનો દસ્ત લંબાવ્યો હતો, અને માઇરા મોહતના હાથમાં પડી હતી. આ તે કેવો રંગમાં ભંગ !

એ એકાએક શું થયું ?

---

## પ્રકરણ પંદરમું.

### પાપીનો પસ્તાવો.

એકાએક શું થયું હશે ?

માઇરા જે થોડી ઘડી અગાઉ થેકલાની વારતા આતુરતાથી સાંભળતી હતી તે હવે મરવા પડી, તે શાથી ?

જાલમ જમે પોતાનો દસ્ત તેના ઉપર લંબાવ્યો હોય એમ સાફ દીસતું હતું.

માઈરાની સખીઓ આ બનાવથી ધભરાટમાં પડી. એક જણીએ તેણીના સરને પોતાના ખોળામાં લીધું, અને બીજી તેના નાજુક હાથ પોતાના હાથમાં પકડી ઇંતેજારીથી તેણીના ચેહેરાનો ફેરફાર જોવા લાગી.

લૈલા અને થેકલા વિચારમાં પડી. લૈલાએ તરતજ પેલી દાસીને ખસાડી માઇરાનું સર પોતાના ખોળામાં મુક્યું, તેટલાં પેલી દાસીએ એક ચીશ

પાડી, અને ધભરાટમાં બોલી કે એક કાળા સાપને મેં હમણાજ એની પાસથી જતાં જોયો, અને મને યકીન છે કે તેનાજ ડંખથી મારી શેહાણીની હાલત આવી બદતર થઈ છે. અફસોસ! એ ઝેરી જાનવરો આ જંગલમાં પુષ્કળ વસે છે, અને એના ઝેરનો ઉતાર કશાથી પણ થતો નથી.

માઈરાની આ કેવી દયા ઉપજાવનારી હાલત?

થોડો વખત અગાઉ તે શું કરતી હતી, અને હાલ તે શું કરે છે?

થોડા વખત અગાઉ તે તલેસમાતી બાગનું બયાન સાંભળી મજા મારતી હતી, અને હાલ જાલમ જમના હાથમાં પોતાના જીવની લગામ આપી અરધી બેહોશીમાં પડી છે. પણ લૈલા, માયાળુ દિલની લૈલા, હાએ મારી બોલી:—

"માઇરા, પ્રાણપ્રિય સખી. જો કાંઈ પણ કીધાથી તારી જીંદગીનો બચાવ થતો હોય તો મને કેહે કે હું તે કરૂં. અરે! તારા જેવીને હું હવે ક્યાં ફરીથી મળીશ."

સર્વ કોઈ ધભરાટ, આતુરતા, અને અજાયબીમાં ગીરફતાર ઉભાં હતાં, પણ થેકલા, પેલી દાનાવ ઓરત, ઠરી ઠામ શાંત ચેહેરે એક ઠેકાણે ગુપચુપ ઉભી રહી સર્વે જોયા કરતી હતી; તેણીએ તરત પોતાની નાની પેટીમાંથી કાંઇ મલમ કહાડયો, અને પેલા સાપે કરડેલા જખમ ઉપર લગાડયો, અને બીજી કાંઈ દવા પાણીમાં મેળવી માઈરાના ગળામાં રેડી.

વખત વેહેતો જાય છે, આવે સમે એક કલાક એક ધડીના જેટલો, અને એક દિવસ એક કલાકના જેટલો જલદી વહે છે.

લૈલાએ થોડો વખત ધીરજ રાખી કે થેકલાની દવાઈ કાંઈ પણ અસર કરશે, પણ વખત જતે માઈરાને કાંઈ પણ ફરક કે ફેર પડયો નહીં. અને ફેરને બદલે તેણીનો ચેહેરો વધારે ફીક્કો પડેલો જોયો, તેથી વધારે ધભરાટ સાથે તેણી પોકાર કરી ઉઠી કે "થેકલા, મેહેરબાન થેકલા, કોઇને ખાતર નહીં, તો અલ્લાહ અને તેના પેદા કરેલા નબીને ખાતર મને કહે કે માઇરા બચશે કે નહીં. તું એને બચાવી શકશે કે નહીં? બહેરે ખુદા! તારાથી જે બને તે કર, અને એને જીવતી કર."

થેકલાએ ગંભીર અવાજે જવાબ દીધો, "બાઈ, માણસ ગમે તે કરે, પણ તે માલીકે જેહાંનની મરજી ઉપરાંત કાંઈ થતું નથી. એ કદાચ મરે કે કદાચ જીવે તે ખુદા શિવાય કોને ખબર છે."

" અમે માલીકે જેહાંન," લૈલા નાસીપાસીથી રડમસ થઇ બોલી, "તું કાંઇ પણ કર કે મારી સખી જેવી હતી તેવી થાય." લૈલાની છાતી ભરાઈ આવી તેથી તેણી રડી પડી, અને બોલી " થેકલા, તારા સખુનમાં મને ઉમેદ જેવુ કાંઇ પણ દીસ્તુ નથી."

હા! કુદરત, કુદરત! મરણ સમે ક્યાં આદમીના પાપ અને કરતુક તેના દિલને ડંખતાં નથી વારૂં!

માઇરા પણ તેવીજ હાલતમાં છે. તેણી જાણે છે કે તેણીના જીંદગીના દિવસ હવે પુરા થાય છે, અને તેણી પાપનો પસ્તાવો કરવા વગર મરે છે. તેણી અરધી બેહોશીમાં હતી, તોપણ તેણીને લૈલા અને થેકલાની વારતાનો અવાજ સંભળાતો હતો. તે સાંભળ્યા પછી તેણી બોલી:—

" નહીં, લૈલા, પ્યારી લૈલા, ઉમેદ રાખવા જેવું કાંઈ હવે રહ્યું નથી. મને લાગે છે કે ઝેહેર મારા બદનની રગે રગમાં હવે ફરી વળે છે. પણ અરે મીઠી લૈલા, મારે ખાતર તું દુઃખી નહીં થા; મને સંતાપ થાય છે." એટલું કહી માઇરાએ ધુજતે હાથે આસ્તે રહી પોતાના ખીસામાંથી કાંઇ ચીજ કાહાડીને લૈલાને વગર બોલવે આપી. લૈલા માઇરાના હાથમાંથી તે ચીજ લઇ જોવા લાગી, તો તેને માલમ પડ્યું કે તેણીની ચોરાયલી વીંટી. તેણીએ ખરેખર એક ચીશ પાડી અને મનમાં બોલી—" એજ વીંટી કીરી કહેરમાન મારા હાથમાંથી અરધી રાતે ચોરી ગયો હતો."

" આ વીંટી તારીજ છે," માઇરા બોલી, " પણ મારા પાપનો પસ્તાવો કરવા અને ગુનાહનો બોજો મારી ઉપરથી ઉતારવાને સારૂં મારા અંતઃકરણથી તને પાછી આપું છું."

લૈલા ધભરાટમાં બોલી, " પણ, માઇરા, મને કેહે કે તું બચશે કે નહીં? તારા ઉપર પેલી દવાની કેવી અસર થાય છે તે તો કેહે?"

માઇરા ઉપર ઝેરની અસર આસ્તે આસ્તે ચહડતી હતી, અને તેણીનો ચેહેરો તેથી કરમાતો જતો હતો; તેણી ધીમે અવાજે બોલી, ' લૈલા, સર્વેને અહીંથી જવા કેહે: મારે તારી સાથે કાંઈ વાત કરવી છે." માઇરાનો આવો હુકમ સાંભળી થેકલા, એમીના, અને ઝબેદા તથા માઇરાની દાસીઓ સર્વે માઇરાને લૈલાને સ્વાધીન કરી દેહેરાના બીજા ભાગમાં ગયાં.

" ખુબસુરત લૈલા," માઇરા ધીમા અને થંડા અવાજે બોલી, " તેં મા-

રી ઉપર જે દયા દેખાડી છે તેથી હું મારા મરણને વખત વધારે રીબું છું. તારી પ્રિતનો બદલો જેવી રીતે હું વાળવાની હતી તેની સજા મને ખુદાએ કરી છે. મારૂં દિલ, મારૂં અંતઃકરણ હવે ધુજે છે; અને જે દીલ એકવાર કાંસાં કરતાં કઠણ હતું તે હવે મોમ કરતાં વધારે નરમ થયું છે. ડર ના, લેલા; ધભરા ના. મને ધિક્કારની નજરથી ના જો, અને જે ઝેરી જનાવરના ઝેરી દાંતથી હું જખમી થઈ છું તેને તું વધારે જખમી ના કર. પણ મને દયાની નજરથી જો; મારીપર દયા કર, અને મેહેરબાન થા. લેલા, હું માઈરા કમબખ્ત, તારી વીંટીના ચોર ફીરી કહેરમાનની હકદાર ઓરત છું."

માઈરાના આ પસ્તાવાથીભરપુર શબ્દો છેક ધીમા પડી ગયા હતા, પણ હજી તે મરી ગઈ નહીં હતી; પણ લેલાની અજાયબીનો શું પાર! તે પોતાની સુદ્ધ ઠેકાણે રાખી બોલી—" જો કાંઈ પણ તારા ધણીએ મારીપર જુલમ કીધો હોય," રડતી આંખે લેલા માઈરાને કેહેવા લાગી, " તો તેનો પસ્તાવો તેં પુરતી રીતે કીધો છે, અને તે વીંટી મને પાછી મળી એટલે મારે હવે બીજું કાંઈ નથી જોઈતું. પણ તે વીંટી તો તેં મને પાછી આપી હું મુએલીને જીવતી કરી તું જીવતી મરે, એ હું કેમ જોઈ શકું? માઈરા, મેં તારા ધણીને વીંટી ચોરતી વખતે જોયો હતો."

લેલાના આ છેલ્લા સખુનોથી મરવા પડેલી માઈરાની અજાયબીનો પાર રહ્યો નહીં; તેણીએ જયારે એમ જાણ્યું કે લેલા ફીરીને ઓળખે છે, ત્યારે તે વધારે દુઃખી થવા લાગી. અને બોલી, " ત્યારે શું તેં ફીરીને જોયો છે?"

" હા," લેલાએ જવાબ દીધો, " મેં મારા દિવાનખાનામાં તે રાત્રે તેને દાખલ થતાં જોયો હતો. હું ઢોંગ કરી પડી રહી, સબબ તેના હાથમાં એક ઝેરી ખંજર હતું, અને જેનો—"

" બસ, બસ, બસ," માઈરા બોલી ઉઠી, " ત્યારે શું બાઈ, તેં મારા ધણીને નક્કી જોયો છે?"

" હા, હા, પ્યારી માઈરા, મેં તેને જોયો છે, પણ તું તેની માશુક થાય એવો મને કદી પણ ખ્યાલ નહીં હતો. પણ મને કહે, તે મારી પાછળ શું કરવા લાગ્યો છે? મેં તેનું શું બગાડયું છે કે મને એવી રીતે તે સતાવતો ફરે છે?"

" હું સારી પેઠે જાણું છુ લેલા," માઈરા હાંફતી હાંફતી બોલી, " તું

પેલી તલેસમાતી વીંટી જે મેં તને હમણાજ આપી તેની કિંમત જાણતી નથી પણ અરે," એક ચીશ પાડી માર્ઇશા બોલી, "એ મને શું થાય છે? અરે, કોઈ મને પકડો! મારી આંખે અંધારાં આવે છે."

લેલા ધભરાઈ ગઈ અને બોલી," અરે હું શું કરૂં, હું કોની મદદ માગું?"

"કોઈની નહીં, બાઈ," માર્ઇશા મરતાં મરતાં બોલી," મદદ કોઈની હવે જોઈતી નથી. અલ્લાહ મને તારી સાથે થોડી વાત કરવાનો વખત આપે! લેલા, તું જાણતી નથી કે મારા ફીરીને હું કેટલી ચાહું છું. વાસ્તે, વાહાલી લેલા, તું તેને ઓળખે છે તેથી મારા મરણ પછી તું તેને ફસાવતી ના. સત્તા-વાળાઓને તેની પીછાણ મારીપર મેહેરબાની કરી આપતી ના; સબબ, તીફલીસમાં ફીરીને પકડવાનું સરકારી હુકમનામું આજ કેટલું થયું નિકળી ચુકું છે, અને એક મોટું ઇનામ પણ સરકારે જાહેર કીધું છે."

"હું કસમ નબી બુલંદ પયગંબર અને સાતે સાત જીન્નતના ખાઇને કહું છું કે એ વાત હું તદન વીસરી જઈશ," લેલાએ દિલાસો દીધો.

"પણ જો તું તેને કોઈ વાર છુપા લીબાસમાં પણ જોય તો તેને મારે ખાતર ફસાવતો ના."

"ના, હું કદી પણ તેમ કરીશ નહીં."

"અરે" માર્ઇશા બોલી "જે જે ઉમેદ મારા દિલમાં હતી તે દિલમાંજ રહી. લેલા, તું કાંહા છે? મને જો; અરે મને અંધારાં આવે છે."

લેલા બોલી "અરે સુંદર સખી, એ તું શું બોલે છે?"

"હાએવાએ," માર્ઇશા મરતાં મરતાં બોલી, "ઓ એવી રીતે મરવું કે મારા પ્યારમાં પડેલાને ટવળતો અને રઝળતો અને રખડતો દુર નાંખી આવી જુવાનીમાં ગુ—જ—ર—વું, કે જે જુવાની દુનિયાનો બાહાર જોવા ઇંતેજાર! આ દુનિયાની મોજસોખ મુકી, ખરી મોહબતમાં પડી, પ્યારનો જખમ લઈ, પ્યારના પ્રાણને બળતો ર—ખ—ડ—તો—મુકી—ઓ—ઓ—ઓ—"

એકજ બોલ, એકજ અવાજી, અને એકજ ધપકારાએ, માર્ઇશાનો દમ રૂંધી નાંખ્યો, અને આખરે આ અબળા મરણ પામી.

વાંચનાર, આ પ્રકરણની શરૂઆતમાં લેલાપર જો તને દયા લાગી હોય તો એજ પ્રકરણની આખેરીમાં લેલાને બદલે માર્ઇશાની હાલતપર વિચાર કરવો જોઈએ.

એક સુંદર સોહામણી શીકલ લૈલાના ખોળામાં થંડી બરફ જેવી નિર્જીવ થઈ પડી છે; ઝઈદા, એમીના, અને થેકલા તથા માઈરાની સખીઓ હાએવાએ કરતી ઉભી છે.

લૈલાએ હવે આસ્તે રહી પેલી નિર્જીવ સખીને તેની સાહેલીઓને સ્વાધીન કીધી. થેકલાએ તેને મદદ કીધી, અને આ દબદબા ભરેલા શોકકારક દેખાવને લૈલા, ઝઈદા, અને એમીના છોડી દેહેરામાંથી બહાર નિકળ્યાં. લૈલાની ચશ્મા આંસુથી ચીકાર હતી; માઈરાનું મરણ તેણીને મન એક ડુંગર જેવી આફત લાગી. તેણી બોલી, " અફસોસ, જે ખીલે છે તે કરમાવાને વાસ્તે. આફતાબ ઉગે છે તે અસ્ત પામવાને સાઇજ. આ તંબુમાં થોડા વખતની વાત ઉપર હું જેને મારા જાન કરતાં વધારે વાહાલી ગણતી, અને જેને હું કદીપણ મારાથી જુદી પાડવા નહીં માંગતી હતી, તેને મેં મટ્ટીને સ્વાધીન કરી છે." હવે લૈલાએ પોતાની રડતી આંખોને સાફ કરી તેણીએ પોતાના ઘોડા ઉપર સાજ નાંખવા હુકમ કીધો. માઈરાની સખીઓને લૈલાએ પુરતો દિલાસો દીધો. અને થેકલા બોલી, " બાઈ, શુકર અદા કરો તે હકની જનાબમાં; બનવાનું જે હોય તેની આગળ આપણું કંઈ ચાલતું નથી; કજાની આગળ દવાઈ કે દારૂ કુચ કામ કરી શકતાં નથી; મોહતનો મવકલ જબરદસ્ત છે; તેનો જરબ બેજરબ છે."

લૈલા, એમીના, અને ઝઇદા ઘોડેસ્વાર થઈ તેઓની પરવાનગી લઇ આગળ ચાલ્યાં. ઝઈદા અને એમીનાને જ્યારે લૈલાએ કહ્યું કે માઈરા તે ફીરી કહેરમાનની માશુક હતી, અને તેઓ આ બીજી આફતમાંથી બચ્યાં છે ત્યારે તેઓની અજાયબીનો પાર રહયો નહીં.

હવે તેઓ થોડા વખતમાં તીફલીસ જઈ પુગાં.

માઈરા, ધણીનું ફરમાન સરપર ઉઠાવી તેનું કામ પાર પાડવા નિકળી તે બિચારી બેજાન થઈ પડી, પણ તે શાને માટે ?

પ્યાર, પ્યારને માટે; ખરી મોહબતને માટે; ફીરી ઉપર તેણીના પ્યારને માટે.

પ્યારને માટેજ કોઇ મરે છે અને કોઈ જીવે છે, પ્યારમાં જ્યારે તેઓ વસે છે ત્યારે, સખી અને સુંમ, અમીર અને ફકીર, ગરીબ અને તવંગર, એકજ રીતે બીજાઓની નજરથી પીછાણ્યાં જાય છે.

# પ્રકરણ સોળમું.

## તીપુલીસ—મનસુરનો મેહેલ.

કાંઈએક આફત અને સંકટ વીતાવી, ફીરી કહેરમાનના પંજરથી અરધી રાતે સમયસૂચકતાથી પોતાનો જાન બચાવી, માઈરાની ફરેબી જાળમાંથી છુટી, શેરના પંજામાંથી જીવ બચાવી, અને એવી બીજી તરેહ ફીસમની આફતો પસાર કરી, સોહામણી શીકલની મનમોહન લેલા શેવટે તીફુલીસ પુગી છે. તેણી તીફુલીસ મધે દાખલ થઈ ચુકી છે, અને તેણી મનસુરના મેહેલની શોધમાં એક ઉંચા કદના જુવાન સાથ હાલ વાતચિતમાં મશગુલ છે. લેનાએ આ જુવાનને જોઈ તરતજ પીછાણ્યો, અને તેથી આ અજાણ્યા શેહેરમાં મનસુરના મેહેલને શોધી કાહાડવા સારૂ જેટલી કાળજી તે રાખતી હતી, તેટલી તેણીને હવે રહી નથી. આ જુવાન મનસુરના મેહેલનો વડો કારભારી ત્યુનર છે, અને મનસુરનો પેગામ લેલાપર લઈ જનાર પણ એજ માણસ છે. લેલાએ તેને અગાઉ એક વાર જોયલો તેથી તરતજ પીછાણી લીધો, અને જેવી તેણીની નજર સાથે તેની નજર એક થઈ તેવોજ તે ફીક્કો પડી ગયો.

ત્યુનરને ફીક્કો પડવાનું કારણ શું?

આપણે જાણવું જોઈએ કે લેલા તીફુલીસ આવવા માટે મીંગરેલીયાથી નિકળનાર છે એવી ખબર ત્યુનરે ફીરી કહેરમાનને સૌથી પેહેલે જણાવી હતી. સબબ, આ લાલચુ ત્યુનર ફીરીના એક આડતીઆ તરીકે શેહેરના સમાચાર તેની ઉપર હમેશ મોકલાવતો; અને બીજા બોલામાં જો બોલીએ તો, તે ફીરી કહેરમાનને તેના લુટારાના પેશામાં છુપા મદદગાર તરીકે કામ લાગતો હતો. હવે લૈલાને જયારે ત્યુનરે ફીરીના હાથમાંથી બચીને આવેલી જોઈ ત્યારે તે ફીક્કો પડી ગયો તેનું મુળ કારણ એજ હતું કે લેલા જેવો શિકાર ફીરીના હાથથી કેવી રીતે છટકી ગયો કે તેણી તીફુલીસ સહીસલામત આવી પુગી. હાલ ત્યુનર વિષે એટલો ખુલાશો બસ થશે.

ત્યુનરના ચેહેરા પર થયલો ફેરફાર લેલાએ આડી નજરે જોઈ લીધો, અને ટુકમાં એટલુંજ કહીશું તો ચાલશે કે લેલા અને ત્યુનર વાત કરતાં મનસુરના મેહેલમાં દાખલ થયાં. પણ લેલા, ખુબસુરત લેલા, ત્યુનરના ચેહેરાપર થયલો ફેરફાર જોઈ વિચારમાં પડી.

આફતોમાંથી બચી આવેલી માંગરેલીયાની લૈલા મનસુરના મેહેલના એક સુંદર દિવાનખાના મધ્યે એક રૂપેરી મસનદપર બિરાજી છે; અને ઝબેદા તથા અમીના તેની હજુરીમાં હાજર ઉભાં છે; તથા મનસુરના મેહેલની વડી કારભાર કરનારી મનસુરે આગમચથી આપેલા હુકમ પ્રમાણે લૈલાની જનાબમાં દસ્ત જોડી હુકમની આરઝુમંદ થઈ ઉભી છે.

લૈલાએ તેણીને પુછ્યું, "મનસુર હાલ કયાં છે, બાઈ?"

પેલી સ્ત્રીએ જવાબ દીધો "ઘણાજ અગતના કામ સર તેને તીફ્લીસથી થોડે દુર જવું પડ્યું છે. આપ બાનું સાહેબના અતરે સીધારવા વિષે મને મારા નામદાર શેઠ તરફથી વધાઈ મળી છે, અને કહી ગયા છે કે હું બે દિવસમાં પાછો આવીશ. આપ બાનુંના સર્વે ફરમાંનને સરપર ચહડાવવાને કનીઝ તાબે છે."

લૈલા બોલી,"ફરમાન ફરમાવવાની કશી હાલ તરત હું જરૂર જોતી નથી. હું દલગીર છું કે મારા બઙા મિત્ર આ સમે અતરે હાજર નથી; અને તેટલા માટે હું એટલુંજ ચાહું છું કે આ સુંદર દિવાનખાનામાં હું અને મારી સુંદર સખીઓ શિવાય બીજા કોઈને પણ દાખલ કરવા નહીં. નામદાર મનસુર જ્યાંસુધી આવે નહી, ત્યાંસુધી આ મકાનમાં હું એકલી અને એકાંત રહીશ."

"જેમ આપની મરજી," કારભારણ નમીને બોલી. "હું મેહેલમાં હમણાંજ એ વિષે મનાહી ફેરવીશ. હવે હું આપ બાનુંને આ દિવાનખાનાના રસ્તા અને અગતની બાબતથી વાકેફ કરવાની રજા માગું છું."

"અગરજો આપનો વિચાર બાગમાં સેએર કરવાનો થાય તો આ દાદર પરથી બાગમાં જવાશે. બાગની આસપાસ ફરતી દેવાલ છે, તેમાં એક છુપો દરવાજો છે, તેની ચાવી આ જમણી બાજુપર આવેલા તમારા ખાસ આરામગાહમાં છે. એજ બાગનો મોટો દરવાજો જે આ દિવાનખાનાના ઝરૂખાપરથી સામે દેખાય છે તે દરવાજેથી શેહેરમાં જવાય છે. એની ચાવી આ ડાબી બાજુપર આવેલાં તમારા હમામખાનામાં છે. આ બીજો નાનો દાદર તમને આ સુંદર મેહેલની એક અગાશી ઉપર જવા કામ લાગશે, કે જ્યાંથી તીફલીસ શેહેરની રચના તમો જોઈ શકશો. આ સામેનો ઓરડો તમારી ખાસ બેઠકનો છે. કમતરીનથી ખીદમતમાં ખાંમી થઈ હોય તો બંદેનવાઝ પાસ માફી માગું છું. હુકમ હોવતો બંદી જવા તૈયાર છે."

"પેલી કારભારણ ગઈ; અને લૈલા ઝહદા, તથા એમીનાએ એક આખો દિવસ ખુશ ખુશાલીથી આ એકાંત દિવાનખાનામાં ગુજારયો. બીજે દિવસે લૈલા તરફ મનસુરથી પેગાંમ આવ્યો, તેમાં તેણે જણાવ્યું કે આવતી કાલે તે તીફલીસ આવી પહોંચશે.

લૈલા પોતાની સખીઓ સાથ દસતરખાંન ઉપર ખીરાજી શીરાજી શરબત અને મદીરાનો ઉત્તમ શરબત નોશ કરે છે, તેટલાં એક બીજો પેગામ લઈ પેલી કારભારણ પાછી દાખલ થઈ.

"નામદાર લૈલા, એક ઓરત દરવાજાપર ઉભી છે. અને ઉમેદવાર આપ બાનુંની મુલાકાતને માટે છે."

"ઓરત" લૈલા જરા અજબ થઇ બોલી. "કઈ ઓરત? શેહેરે તીફલીસની એક પણ ઓરતને હું પીછાનતી નથી."

"મેં પણ એવાજ કલામ તે ઓરતને કહયા કે તીફલીસ શેહેરમાં એવી એક પણ ભાગ્યશાળી નથી કે જેને બાનું લૈલા સાથે પીછાણ હોય."

"તેં ઘણું નેક કીધું," લૈલા બોલી.

"પણ તે ઓરત કહે છે કે તે તમો બાનુંને ઓળખે છે."

"ઓળખે છે!" લૈલા વધારે અજબ થઈ વિચારવા લાગી, અને બોલી, "ખેર, તેને મારી આગળ આવવા દે."

પેલી કારભારણ પાછી ગઈ, અને લૈલા વિચારમાં પડી કે એ વળી નવી બલા કોણછે.

સર્પનાં પંજામાંથી છટકી ગયલું આદમી કાથાની દોરડીને જોઈ બિહે છે તેમજ ત્રણ ત્રણ છટકાંમાં થી બચેલી લૈલા આ નવી ઓરતની મુલાકાત લેવા બિહિવા લાગી. આવી વિચારોમાં એકાએક દરવાજા ઉઘડી ગયા, અને એક ઊંચા કદવાળી ઓરત ગંભીર દેખાવ સાથે દાખલ થઈ.

---

# પ્રકરણ સત્તરમું.

## એક અજાયબ જેવી અરજ.

લૈલાએ તેણીને જોતાંને વાર પીછાની. તે ઓરતે નમનતાઈથી અને માન સાથે નમીને કુનસ બજાવી, અને પછી બોલી, "બેશક આપ બાનુંએ એટલી બધી જલદીથી મને મળવાની વકી નહીં રાખી હશે."

"હા, થેકલા (કે જેને વાંચનારે બીજી વાર ઓળખી છે), પણ તને અહીંઆં કેમ આવવું પડ્યું; અને હું આ ઠેકાણે છું એવી ખબર તને કેમ મળી?"

"મારૂં અહીંઆં આવવાનું કામ એક પવિત્ર કામની પવિત્ર ફરજ છે, બાનું," લૈલાના છેલ્લા સવાલનો જવાબ ઉડાવવાની પેતરણ કરી થેકલાએ બીજી વાત આગળ ચલાવવા માંડી. "જો કે હું જાતે ઉસમાનઅલીની તાબમથી છું તોપણ મને જયોરજીયનોના ખ્રિસ્તિ ધર્મ વિષે લાગે છે, અને તેટલાજ માટે, બાઈ, હું આ વખતે તમારી હજુરમાં એક પેગામચી તરીકે આવી ઉભી છું."

"તું શું બોલે છે?" લૈલા બોલી. "થેકલા, મને તારા ભેદ ભરયા સખુનો બીલકુલ સમજ પડતા નથી. પેગામચી કોણની, અને પેગામ કોણનો?"

"એક મરણ પાંમેલા આદમીની હું પેગામચી છું," થેકલા બોલી, "અને એક મુવેલાં આદમી પાસથી પેગામ લાવી છું." થેકલાના આ સખુનો સાંભળી લૈલા ફીક્કી પડી ગઈ, કેમકે થેકલાના આવા જવાબમાં કાંઇ દહેશતનાક મતલબ છે એમ તે સમજી, પણ પાછો તેણીએ એવો ખ્યાલ કીધો કે થેકલાને અલંકારી જબાન બોલવાની ટેવ હોવાથી તે કાંઈ સરાગત અને સીફતથી બોલતી હશે; તેથી લૈલાએ કહ્યું—

"થેકલા, જેમ બને તેમ ભેદને ખુલ્લો કરી જણાવી દે, કે તારે શું કેહેવું છે?"

"બાનું સાહેબ," પેલી દાનેશમંદ ઓરત બોલી, "જો હું મરણ પામેલાં આદમીનો પેગામ લાવી છું એમ તમો નહીં માનતાં હો તો એટલું તો, બાનું લૈલા, તમોએ જાણવું જોઇએ કે હું મરણ પાંમેલા આદમી પાસથી આવી છું. બાઈ, મરનાર માઈરા, ફીરી કહેરમાનનાં કમનશીબ ઓરત

માઈશાને માટે હું આવી છું. હું તેની તરફથી ફક્ત તેણીની દયાને ખાતર કાંઈ કહેવા આવી છું.”

લૈલાના મગજ ઉપર માઈશાનાં મરણની યાદે અને થેકલાના આવાં ભાષણે એવો તો જબરો છાપ મારયો, કે લૈલા આટલાજ શબ્દો સાંભળી સ્તંભ થઈ ગઈ. આ તકનો લાભ લઇ થેકલાએ પોતાનું બોલવાનું પાછું શરૂ કીધું.

“ હા, તે કમનશીબ હીનભાગ્ય માઈશા, કે જેનું સર તેનાં મરણની વખતે તમોએ તમારી છાતી ઉપર ટેકવી રાખ્યું હતુ, અને તેની અંતની ઘડીએ તેણે પોતાનો પ્યારો પ્રાણ તમારા ખોળામાં પડી તે હકને હવાલે કીધો હતો, તેને માટે હું તમારી આગળ આવી છું.”

“ જો, કમનશીબ માઈશાએ મારે માટે કાંઇ પણ બુરૂં ચિતવ્યું હોય તો હું મારાં ખરા અંતઃકરણથી તે મરનારને માફ કરૂં છું.”

“ હું જાણું છું, બાઇ, કે તમો બોલો છો તે ખરેખરૂં છે, પણ એવી માફીથી તેણીનું રૂહ તે જેહાંનમાં મુકિત પાંમનાર નથી; અને તેના કાલીબનો પણ છુટકો થનાર નથી. હું ખુલ્લું કરીને કહું છું, બાઈ, કે તેણીનાં મરણ પછી મને પેલી બે તેણીની સખીઓએ કહયું કે ફીરી કહેરમાને લૈલાને પકડી લાવવા માટે તીફલીસની સરહદનો રસ્તો માઈશા પાસે ઘેરાવી એક છટકું મંડાવ્યું હતું; પણ અફસોસ! કે તેણી ભરજોબન અને જુવાનીના બાહારમાં જાલેમ જમના જબરદસ્ત જખમે બેજાન થઈ પડી છે.”

“ યા હક,” લૈલા ઉજળી પુતી જેવી થઇ બોલી, “ શું થેકલા, આ વાત તું ખરેખરી કહે છે? ખરેજ હવે મને યાદ આવે છે કે એજ કારણસર તેણીએ મરતી વખતે મને કહયું હતું કે જેમ બને તેમ જલદીથી તે જગા મારે છોડી જવી.”

“ કસમ નબી બુલંદ કેરફેગરનાકે મારા સખુનો રાસ્ત છે. માઈશાની લાસને દફન કરવા કાજે હું તીફલીસમાં લાવી છું, અને હવે મારી છેલ્લી અરજ એજ છે કે તેણીનું બેજાન થયલું તન મટ્ટી સાથે મળી જાય તે આગમચ તેણીએ તમો તરફ ધારેલાં ઘાતકી કામોની માફી મળવી જોઈએ; માટે, કદરદાંન બાનું, તમારા દેશ અને ધર્મના રિવાજ અને કાનુન પ્રમાણે તેણીનાં રૂહના છુટકારા સારૂં તેણીના નિર્જીવ બદન આગળ આવી રૂબરૂ તમારી માફીના કલામ તેણીના કાનમાં રેડો તોજ તેણીનું રૂહ કયામત સુધીના અજ-

બથી છુટે. જો તમારામાં જરા પણ દયા હોય તો મરણ પામેલાંપર વધુ આજાબ પાડવા સારૂ તમે વધારે સંગદિલ બનશો નહી."

લૈલા થેકલાના દાખલા દલીલ સાથના વાજબી ભાષણથી દંગ થઈ ગઈ. શું બચાવમાં કહેવું તે તેણીને સુઝ પડયું નહીં. તેણી વિચારવા લાગી કે આ ઓરત પર ભરોશો રાખી જવાથી વખતે કોઈ નવી જંજાળમાં ફસી પડીશ. એવા વિચારના વમલમાં લૈલા ગોતાં ખાતી હતી તેટલાં થેકલાએ પાછું બોલવા માંડયું.

" બાનું લૈલા, તમારે ધાસ્તી બીલકુલ રાખવી નહીં; જો તમને કંઈ પણ મારી ઉપર વિશ્વાસ હોયતો હું તમને એટલુંજ કહું છું કે મારો જાન તમો પર સદકે કરવા હું તૈયાર થઈશ."

લૈલા પાછી ઉંડા વિચારમાં પડી, અને ઝઈદા તથા એમીના તેણીના ચહેરાનો ફેરફાર તપાસવા લાગી. લૈલા એવટે બોલી, " કમનશીબ માઈરાનું તન કયાં છે, વારૂ?" "અહીંઆંથી ઘણું દુર નથી," થેકલાએ જવાબ દીધો.

લૈલા ફરીથી એકવાર વિચારમાં પડી. છેવટે તેણીએ એક ઠરાવ કરી કહયું, " થેકલા, મારૂં દિલ મને તારા વિચાર સાથે મળતું થવા ફરમાવે છે. હું આશા રાખુ છું કે જે ધર્મનું કામ કરવા સારૂં મારી પાસે તું તારા પોતાપર વિશ્વાસ રખાવે છે તે વિશ્વાસનો તું ઘાત કરે નહીં, અને હું વિશ્વાસ રાખી જે જગાપર તારી સાથે આવું છું તે જગા ઉપર કાંઈપણ ફરેબ મારે સારૂં કોઈએ રચ્યો નહીં હોય."

" બાનું લૈલા," થેકલા બોલી, " જે કંઈ આ ખલકમાં હું પવિત્ર ગણુંછું તેના કસમ ખાઈને, તથા તેની સાથે અલ્લાહ અકબર અને તેના પેદા કરેલા હઝરત નબીની બુઝરગીના કસમ ખાઈને, તથા ઝીબરાઈલ અને મીકાઈલ મવકલનાં નામોની દરૂદ પહડીને, અને છેલ્લે, મારા મરણ પામેલા વાલેદ અને વાલેદાની કબર અને રૂહના કસમ લઈને કહું છું કે જો કાંઈપણ ફરેબ મારા બોલવામાં હોય તો તેઓનો કેહેર અને ખુદાનો માર મારીપર પડજો."

થેકલાના આવા અસરકારક ભાષણ પર નહીં કોણનો વિશ્વાસ બેસે. લૈલાની ઉપર થેકલાના ખાતરીપુર્વક ભાષણથી જેટલી જોઈએ તેટલી અસર થઇ, અને તે બોલી, " હું આવું છું, થેકલા; જરા સબર કર, હું આવું છું."

" બાનું, મેહેરબાન બાનું," ઝઈદા એકાએક ઘુંટણપર પડી બોલી,

" હું અરજ કરૂં છું કે તમે હાથે કરીને સિંહના મોહડામાં નહીં જાઓ. અરે હજી તો દુશ્મનના હાથમાંથી બચી આવતાં વખત લાગ્યો નથી તેટલાંમાં તમો શું વિચાર કરોછો ? "

" હું પગે પડી, હાથ જોડી કહું છું," બીજી તરફથી એમીના ધુંટણપર પડી અરજ કરવા લાગી, " કે તમારો વિચાર પાછો ફેરવો. તમો પોતેજ ખ્યાલ કરો કે ઝીરી કહેરમાન આપણા લોહીનો તરસ્યો થઈ રહયો છે કે નહીં."

લૈલા બોલી," મારી વાહાલી સખીઓ, હું ઘણાજ ખુશી છું કે તમો મને એટલી બધી ચાહો છો ; પણ હું વિચાર કરી ચુકીછું અને તે હું પાછો ફેરવનાર નથી. દાનાવોનો એક સખુન તે તેની જીંદગીનું વચન અને કિંમત છે. હેફ છે તેની ઉપર કે જે એવા કિંમતી સખુનોનો ગેરઉપયોગ કરે ! થેકલાને હા કહી ને આશા આપી પાછી નિરાશ કરૂં તેના કરતાં મારા સખુનની કિંમતમાં મારી જીંદગીને ફરેબની જાળમાં હાથે કરી ફસાવું તે વધારે બહેતર છે. વારૂં, દાનેશમંદ થેકલા, કેહેકે મારા બચાવનાં હું કાંઈ હથિયાર મારી પાસે રાખું કે નહીં ? "

" મારી જીંદગીની કિંમતે તમારો જીવ આજે મારી સાથે લઈ જાઉંછું. ત્યાં એક હરફ પણ તમને કોઈ કહેશે નહીં. કોઈની એક આંગળી પણ તમારાં આંગને હું લાગવા દઈશ નહીં. આ બુલંદ મકાનનાં સુંદર દિવાનખાનામાં મારા સખુનોનો સાહેદી કોઇ નહીં પણ ગગન ઉપર પુર તાબમાં પ્રકાશતો આફતાબ છે."

" ત્યારે હું એમજ તારી સાથે આવીશ. સખીઓ, તમારે અહીંઆં રેહેવું હો. "

" નહીં, બાનું " એક જણ બોલી, અમો તમારી સાથે આવીશું. અમારી આજીજી અમારા નહીં પણ તમારા પોતાના જીવને ખાતરજ હતી."

" તમારી સાથે એઓ ભલે આવે, બીબી સાહેબ " થેકલાએ કહયું.

થેકલાના આ બોલોથી લૈલાએ જે વિશ્વાસ તેણીની ઉપર રાખ્યો હતો તે વિશ્વાસે વધારે મજબુતી પકડી, તોપણ તેણીએ વિચાર કરી કહ્યું, " તમારામાંથી એક જણે મારી સાથે આવવું, અને બીજાએ આ મકાનમાં રેહેવું. આપણને કેટલો વખત પાછું ફરતાં થશે, દાનેશમંદ થેકલા ? "

"એક કલાકથી વધુ તો થશેજ નહીં, બાનું," થેકલાએ કહ્યું.

"ત્યારે જો, એમીના," લૈલા બોલી, "બીજા બે કલાકમાં હું તારી પાસે નહીં આવું તો તારે જાણવું કે મારે સારૂ બિછાવેલી જાળમાં હું સપડાઇ છું, અને તેની ખબર મેહેલમાં કરવી ; પણ તે વખતની આગમચ મારે સારૂ કોઇ પણ પુછે તો તારે જવાબ દેવો કે મને ફુરસદ નથી તેથી મળી શકાશે નહીં."

લૈલાએ પોતાનું જરજરીઆંન અને પેલી તલિસમાતી વીંટી એ સર્વે એક પેટીમાં બંધ કરી એમીનાના હસતકમાં સોંપી, અને પોતે તદન સાદા પોશાકમાં થેકલા આગળ આવી ઉભી.

આહા! ખુબસુરતી! તારી સીફત કોણ કરે? જેને કુદરતે ખુબસુરતી બક્ષી હોય તેને ખરીદેલી ખુબસુરતીની શું જરૂર છે. લૈલા જોકે વગર જરીઆન પહેરવે થેકલા સાંમે ઉભી હતી, તોપણ તેણીની અસલ ખુબસુરતી કરતાં તેમાં વધારો થયો હતો. હીરાનું આબ છુપું રહેતું નથી અને મુર્ખોમાં ડાહ્યો પણ છુપો રહેતો નથી.

લૈલા અને ઝઇદા બાગને છુપે રસ્તે (કે જે દરવાજો પેલી વડી કારભારણે તેણીને દેખાડયો હતો તે રસ્તે) થેકલા સાથે જવા નિકળી. બાગ માહેલી દીવાલના છુપા દરવાજામાં લૈલાએ ચાવી ફેરવી, અને એક પળમાં આ ત્રણે જણે તીફલીસ શેહેરનાં એક સાંકડા મોહોહલામાં પોતાને ઉભેલાં જોયાં.

---

## પ્રકરણ અઢારમું.

### માહતમ કરતું દિવાનખાનું.

થેકલા, ઝઇદા, અને લૈલા આ વખતે જે મોહોહલામાં ઉભાં હતાં તે મુકી લાંબે નિકળી ગયાં. ઝઇદા અને લૈલા થેકલાની પાછળ પાછળ ચાલતાં હતાં, સબબ થેકલા તેઓના ભોમીયા તરીકે આગળ ચાલતી હતી. દયાળુ દિલની લૈલા મનમાં બોલવા લાગી "ખરેખર માઇરાને મારે માફી બક્ષવી જોઇએ, સબબ મરતી વખતે તેણીએ મારી પાસે માફી ચાહી હતી.

એક ગમેતેવો દુશ્મન હોય, અમે મરણની વખતે મારી ચાહે તો દાનાવિાના ફરમાન પ્રમાણે તેને મારી બક્ષી જોઈએ. હું માઈરાને માફ કરીશ એટ-લુંજ નહીં પણ" તેટલાં એકાએક લૈલાની નજર એક મરદપર પડી, અને તુરત તેણી ફીક્કી પડી ગઈ; તેણીની આંખે અંધારા આવી ગયાં; તોપણ હિંમત રાખી ઝઈદાને પકડી ઉભી રહી ગઈ.

ઝઈદાએ તેણીને બે હાથે પકડી લીધી, અને લૈલાએ પોતાના બંધે હાથ ઝઈદાની ખાંધ ઉપર નાંખ્યા, અને પોતાનું સર તેનાં આંગ ઉપર ટેકાવ્યું.

એ કોણ શખ્સને લૈલાએ જોયો કે તેથી એટલી ધભરાટમાં પડી?

લૈલાએ આપણા જુવાન પેહેલવાન અલાદીનને જોયો, અને તેથી લૈલાના દિલપર અસર થઈ, સબબ તેણી હજીસુધી અલાદીનને ફીરી કેહેર-માન સમજે છે (જો કે ખરા ફીરી કેહેરમાનને તેણીએ તેણીની વીંટી ચોરતી વખતે જોયો હતો તોપણ તેના અરધાં મોહડાંપર બુરખો ઢાંકેલો હતો તેથી તેને તે બરાબર ઓળખતી નહીં હતી) અને તેવી રીતે સમજવાનું કારણ એજ કે આપણે ઉપર કહી ગયા તેમ લૈલાએ પોતાની ચોરાયલી વીંટી રાહાના દરમ્યાનમાં અલાદીન પાસે જોઈ હતી.

અલાદીનને લૈલાએ જોયો. પણ અલાદીનની નજર લૈલાપર પડી નહીં. અલાદીનને ફીરી કેહેરમાન સમજી લૈલાએ આગળ ચાલવાનું બંધ કીધું, અને ધાર્યું કે જ્યાં તેણી જાયછે ત્યાં ફીરી કેહેરમાન હાજર થવો જોઇએ, અને જ્યારે તે તેણીને એવી એકાંત જગા ઉપર જોશે ત્યારે તે ચાહે તે કરવાને વિલંબ લગાડશે નહીં.

લૈલા અલાદીનને કેટલો ગેરઈનસાફ આપે છે તેને કશો પણ ખુલાશો અલાદીનને મળ્યો નથી. મુલાકૂરીમાં આ બંને જુવાનો છુટા પડયા પછી વાંચનારે જાણવું જોઈએ કે આપણો જુવાન અલાદીન તીફલીસમાં પોતાના રસાલા સહિત આવી પુગો છે, અને આ અચાનક મેળાપ રસ્તામાં લૈલા સાથે થઈ ગયો છે. આ સઘળું થોડા વખતમાં બની ગયું.

"અલ્લાહ! મને કહો બીબી લૈલા," ઝઈદાએ કહ્યું, "કે તમારી એકાએક બેકરારીનું કારણ શું છે?"

"કંઈજ નહીં?" લૈલા વાત ઉડાવવા લાગી.

"બીબી સાહેબ," ચેકલાએ નરમ અવાજે અરજ કીધી, "શા

સારૂ તમો આગળ ચાલતાં નથી ? કહો, બાઈ, વળી તમને શું યાદ આવ્યું. વખત તમો અમથો ખોવો છો ; મહેલમાં પાછાં જતાં જો વખત થશે તો તમારી સખી એમીના તમારા હુકમ પ્રમાણે ગરબક કરી મેલશે."

લૈલા ધાભરી પડી બોલી, "થેકલા તું મને ફસાવે તો નહીં ?"

"બીબી સાહેબ," થેકલા બોલી, "જે સોગનથી તમારી ખાતરી કરવી હતી તે હું કરી ચુકી છું. તે કરતાં આ ખંજર તમારા હાથમાં રાખો (થેકલાએ એક ખંજર પોતાની કમ્મરમાંથી કાહાડી લૈલાને આપ્યું), અને જેવું તમને માલમ પડે કે મારી તરફથી કાંઈ પણ દગા ભરી ચાલ તમો તરફ ચલાવવામાં આવી છે, અથવા તો તે મકાનમાં તમારી સાથે હું કંઈ પણ દગો કરૂં, તો તેના બદલામાં આ ખંજર તેજ પળે મારી છાતીમાં ભોકી દેવામાં તમો જો વિલંબ કરો, તો તમને કસમ પરવરદેગાર અને તેના ફીરેસ્તાઓના છે."

"હા, હું એ ખંજર લઊંછું," એમ બોલી લૈલાએ થેકલાના હાથમાંથી ખંજર લઈલીધું. "વારૂં, દાનેશમંદ થેકલા જયાં આપણ જઈએ છીએ ત્યા મરનાર માઈરાની સખીઓ શિવાય બીજું કોઈ પણ છે ?"

"હા, બાનું," થેકલાએ હિંમતથી કહ્યું. "પણ હું કસમ ખાઈને કહું છું કે તેઓ કાંઈ પણ તમને કરી શકનાર નથી ; એક સખુન પણ તેઓ બોલનાર નથી." એમ કહી તે લૈલાનાં મન પર થયલી અસર ટીકી ટીકીને જોવા લાગી, અને ત્યાર પછી બોલી, "કેમ, બીબી સાહેબ, તમારી ખાતરી થાય છે કયા નહીં, એથી વધું હું શું કહું."

"ચાલો આગળ," લૈલા બોલી.

તેઓ આગળ વધ્યાં પણ લૈલાના દિલનો વસવસો હજી ગયો નહીં. થેકલા સાથની વાતચિતમાં ફીરીનું નામ લૈલાએ થેકલાને કહયું નહીં, સબબ તેણીએ મરનાર માઈરાને વચન આપ્યું હતું કે ફીરીને તેણી પીછાને તોપણ તીફલીસમાં અથવા કોઈપણ ઠેકાણે તેને જાહેર કરવો નહીં. તેમજ થેકલાની જબાનથી ફીરીનું નામ પણ લૈલાએ સાંભળ્યું નહીં, કારણકે થેકલા જાણતી હતી કે તીફલીસની સરકારે એ નામીચા લુટારાને પકડી લાવવા મોટાં ઈનામો જાહેર કરયાં છે, માટે જાહેર રસ્તાપર તેનું નામ લેવાની હિંમત કરતી નહીં હતી.

આખરે આ ત્રણે જણ એક સાદા મકાનના બંધ દરવાજા આગળ

આવી ઉભાં. થેકલાએ દરવાજો ઠોકયો અને અંદરથી એક દાસીએ તે ઉઘાડયો. ત્રણે જણ આગળ ચાલ્યાં, અને એક દિવાનખાનામાં આવી ઉભાં. દિવાનખાનું સણગારેલું હતું. આસપાસની બારીઓ ઉપર કાળો મખમલના પરદા શોક અને ગમગીનીના નિશાન તરીકે નાંખ્યા હતા. દિવાનખાનામાં બે ધીમી મીણબતી શિવાય કોઈ બીજી રોશની નહીં હતી; અને એક મોટા પલંગની ઉપર સીહા સાટીનનો પરદો ઢાંકયો હતો. આ ઓરડાએ ગોયા શોકનો સાયો પેહેરેલો હતો, અને ઝાંખી બતીઓ અને કાળા પરદાઓ જાણે માર્ઈસના મોહોત ઉપર માહતમ કરતાં હોય એવું દીસતું હતું.

પલંગની આગળ એક જુવાન કદનો બહાદુર તુર્કી ઉભો હતો, જેને લૈલા એને ઝર્ઈદાએ તરતજ પીછાન્યો. આ જુવાન કોઈ નહીં પણ અલાદીન પોતે હતો, જે ગમગીનીમાં પોતાના હાથ ઉપર પોતાનું માથું નાંખી ઉભો હતો. તેની કમ્મરે તેની શમશેર લટકતી હતી, તથા બીજી બાજુ તેનું આબદાર ખંજર મ્યાનમાં ખોસેલું હતું; અને સઘળા લડાયક અને હથિયારબંધ પોશાકમાં આપણો શૂરો સિપાહ ઉભો હતો. લૈલા દાખલ થઈ તે વખતે આ જુવાન પોતાના હાથ પર પોતાનું સર નાંખી ગમગીનીમાં ઉભેલો હતો, તેથી લૈલાનો ચેહરો અલાદીનની નજરે પડયો નહીં.

ઝર્ઈદા એને લૈલાની નજર જેવી પેલા અલાદીન પર પડી તેવીજ તે પાછી ધભરાટમાં પડી. લૈલાએ ઝર્ઈદાને કાંનમાં કહ્યું, "એક હરફ પણ બોલતી નહીં; કાંઈ ફિકર નહી. ધભરાહશ નહીં તે તેની મરનાર ઓરતના શોકમાં એટલો તો ગીરફતાર છે કે આપણને તે કંઈ પણ કરી શકે એવું લાગતું નથી."

અફસોસ! આ કેવી રીતની ભુલ કે લૈલા હજી અલાદીનને કાતીલ સમજે છે; પણ એ ભુલ ભાંગનાર કોઈ હજી તેઓને મળ્યો નથી.

એ સવાલની જરૂર છે—તે એ કે અલાદીનને આ જગે આવવાનું કારણ શું? અને અહીંઆં તેને કોણ લાવ્યું. પણ એનો ખુલાશો આગળ આવશે.

માર્ઈસના પલંગપર કાળી સાટીનનો પરદો ઢાંકેલો હતો; તેણીની બંને સખીઓ ગમગીનીમાં પલગ આગળ ધુંટણ પર પડી હતી. થેકલા લૈલા અને ઝઈદાને પલંગ આગળ લઈ ગઈ, અને આ બે નારીએ પોતાનો બુરખો ઊંચો કીધો. લૈલાએ પોતાનો બુરખો ઊંચો કીધો, તે વખત અલાદીનની

નજર તેણીના ચહેરા પર પડી અને ત્યારેજ તેણે જાણ્યું કે લૈલા ખુદ આ જગાપર આવેલી છે. આ શોક ભરયા દેખાવમાં જેટલો તે ગમગીન હતો તેટલોજં તે એકાએક આ ખુબસુરતને બીજી વાર જોઇને ખુશી થયો. અલાદીન પોતાને ભુલી ગયો, અને કાંઇ બોલવા જતો હતો તેટલાં થેકલાએ પોતાના હાથ ઊંચા કરી ચુપ રહેવાને ધીમા અવાજે જાહેર કીધું કે એક હરફ પણ નહીં; એક બોલ પણ નહીં; યાદ રાખો કે તમો સર્વે જણ એક મરનારની હજુર ઉભાં છો.

---

## પ્રકરણ ઓગણીસમું.

### માઇરાને માફી.

અલાદીનની સુધ્ધ ઠેકાણે આવી, પણ લૈલાની ભુલ હજુ કોઇએ ભાંગી નથી, અને કોઇ ભાંગતું પણ નથી. તેણી હજી અલાદીનને ફીરી કુહેરમાન સમજે છે, અને તેવાજ ખ્યાલમાં તે ગોતાં ખાયા કરે છે. થેકલાએ માઇરાના પલંગપરનો સીહા પરદો ઊંચકયો, અને લૈલા તથા ઝઇદા તે પલંગ આગળ ઘુંટણપર પડયાં.

થેકલા ગંભીર અવાજે બોલી, "જુઓ બાઇ, આ મરનારનો ચેહેરો," એમ કહી માઇરાના ચેહેરાપરથી થેકલાએ બુરખો ઊંચકયો; "જુઓ એ કેવો ફીક્કો પડયો છે;" એટલું કહી થેકલાએ પાછો બુરખો માઇરાના મોહોડાંપર નાંખ્યો.

"સબર, સબર, એણે ગમે તેવી રીતે પોતાના દિલમાં મારે સારૂં પ્રપંચ રચ્યો હોય," લૈલા રડતા અવાજે આ દેખાવ જોઇ બોલી, "તોપણ મારી જીંદગીના છેડા સુધીની મોહબત હું એને આપી ચુકી હતી, ત્યારે તેણીનો રૂપાળો રૂડો ચેહેરો જોવાની જયારે આ છેલ્લી તક મળી છે, ત્યારે એટલો થોડોજ વાર દેખાડી મને સદાની નાસિપાસ નહીં કરો. અરે રે

માઇરા ! મારી મોહબતના મંદીર ! કયો ઝેરી સાપ તારો જીવ લેવા આ જમી-નપર પેદા પડયો હતો !"

લૈલાના આવા સખુનોથી થેકલા જે માઇરાના ચેહેરાપર બુરખો ઢાંકવા જતી હતી તે પોતાનો હાથ ખાંચી ઉભી, અને લૈલાએ પોતાની માફી જાહેર કરવા માંડી.

"માઇરા, મારી મીઠી માઇરા, જ્યારે તું જીવતી હતી ત્યારે જેટલી હું તને ખરા દિલથી ચાહાતી હતી તેથી જો જરાપણ કમતી આ વખતે તારા ફરેબ જાહેર થવા પછી ચાહાતી હોઉં તો અથવા તો બાતેનમાં કાંઇપણ કપટ રાખી સર્વેની સનમુખ દલગીરી જાહેર કરતી હોઉં તો, તે 'અઝમુલગીએબ' અલ્લાહ અકબર અને જીન્નાત તથા હુરેમલાએકનો માર મારી ઉપર પડજો! આ ખાકી ખલક પરથી જોકે તારૂં રૂહ તારૂં કાલબુદ છોડી કુચ કરી ગયું છે, તોપણ તારી તરફનો મારો જીવતો પ્યાર મને આ જગે ખેંચી લાવ્યો છે, અને ખરાં અંતઃકરણથી મારી તરફનો તારો ફરેબ હું ભુલી જઇને હું ગુનાહ-ગાર તને માફ કરૂ છું. જો મારી મારી માફીથી તારૂં રૂહ તે હકની દરબારમાં ઇજત પામતું હોય તો એક નહીં પણ સો વખત હું અરજ કરીશ કે અએ માલીકિ-મવકલ ! મારી મીઠી માઇરાને હું મારા અંતઃકરણથી માફ કરૂંછું. અને તેના પવિત્ર રૂહને તારો આશરો મળે !"

લૈલાના આ સંગનેપીગળાવનારા સખુનોથી થેકલા અને બીજાઓની ખાતરી થઇ કે લૈલાએ માઇરાને માફી બક્ષી, પણ તેઓની ચશ્મોમાંથી વેહેતાં આસુંની નેહેરો નાઇલ નદીના પાણીની સફાઇને ભુલાવતાં હતાં. આ બના-વથી શૂરો અલાદીન પણ ઘડીભર દમ મારી ગયો.

લૈલાએ માઇરાને માફી બક્ષી હવે સદાના છુટા પડવા વિષેનો પ્યાર જાહેર કરવાની વારી આવી તેથી આ ચુપકીદીને તોડી તેણીએ પાછું બોલવું શરૂ કીધું,—

"માઇરા, તારા ઉપર કેહેરમંદ થવાનાં કારણ છતાં હું તને ચાહું છું; અને આ વખતે, આ ઘડીએ, પણ તને પેહેલાના કરતાં વધારે વાહાલી ગણુંછું; કારણકે હું જાણું છું કે તું બીજાના હુકમને તાબે રેહેનાર તાબેદાર હતી, અને ફરમાન ઉઠાવનાર ફરમાબરદાર હતી, તેથી તેં તારી ફરજ બજાવવા ઉપરાંત બીજુ કાંઇપણ કીધું નથી, એમ હું સમજું છું. માઇરા તું પોતે

તારી કજાથી મરણ પામી છે, પણ મને જખમી કરી ગઈછે, સબબ હું એમ સમજું છું કે તું જે મોહોતે મુઈ છે તે તારૂં મોહોત મારે લીધે નિપજ્યું છે, એ વિચારજ મને દુઃખી કરવા બસ છે. હવે જોકે તું મને કદીપણ આ દુનિયામાં મળનાર નથી, તોપણ તે હકની હજુર એક વખત આપણે સાથે મળીશું; અને તેટલા સારૂં તું મને ભુલી નહીં જાય, અને સદા યાદ કરતી રહે, એવી આશા રાખુછું. આપણ સદાના છુટાં પડીએ તે આગમચ તારી જુદાઈનો જખમ સદા મારી છાતીમાં તાજો રહે અને મારા અનંત પ્યારની તારી ઉપર મોહોર છાપવા હું જે કંઈ કોશિશ કરૂં તેને માટે મારી મીઠી મન-મોહન સખી માઈરા તુ મને માફ કરશે ! "

આ સખુનો રડતી આંખે બોલી, લેલાએ માઈરાના ફીક્કા અને થંડા પડેલા ગાલોપર એક બોસ્સો લીધો, અને થેકલાએ માઈરાના ચેહેરા ઉપર પાછો બુરખો ઢાંકયો તે વખતે લેલાએ ટીકી ટીકીને તેણીનો ચેહેરો છેલ્લી વાર જોઈ લીધો.

" બસ બાનું, હવે ઘણું થયું, " થેકલા લેલાનો હાથ પકડી ધુંટણપર પડી હતી તેને ઉઠાડવા લાગી. " જોકે હું મુસલમીન ધર્મ પાળનાર છું, તોપણ મારી ખાતરી થઈ છે કે તમારા રિવાજ પ્રમાણે તમોએ જે કીધું તે મારા વિચાર અને ધારવા પ્રમાણે પુરતું છે. "

આપણો જુવાન પેહેલવાન અલાદીન ફરીથી કાંઈ ખુલાશો પુછવા જતો હતો, પણ થેકલાએ પાછા પોતાના હાથ ઊંચા કરી ધીમે અવાજે કહયું કે " એક હરફ પણ નહીં, એક બોલપણ નહીં. યાદ રાખો કે તમો સર્વ મરણ પાંમેલાની હજુર છો."

અલાદીન તેણીના ફરમાનથી સર ફેરવવાની હિંમત કરતો નહીં હતો.

હવે માઈરાના પલંગપર સીહા સાટીનનો પરદો પાછો પડયો. લેલાએ ઝાંખી નજરથી અલાદીન (જેને તેણી ફીરી કેહેરમાન સમજતી હતી તેની) તરફ જોયું પણ નહીં, અને નીચી નજરે પાછી દરવાજા તરફ થેકલા સાથે ઝઈદાને લઈ ચાલી.

" બાનું, હવે તમને હું તમારા મુકામ સુધી મુકવા આવું છું, અને ત્યાં પુગા પછી હું આશા રાખું છું કે તમોએ મારી તરફ બેવિશ્વાસુ થઈ જે અપ-માન કરયું છે તેથી દલગીર થશો."

લેલા બોલી, "હું દલગીર થઈ ચુકી છું." પછી ઝઈદા અને લેલાએ પોતાનાં બુરખા પોતાનાં મોહોડાંપર નાંખ્યા.

થેકલા બોલી, "બાઈ, તમો કશુ પણ તમારાં દિલમાં ઓછું લાવશો નહીં."

"દાનેશમંદ થેકલા," લેલાએ કહયું, "આ રહયું તારૂં ખંજર." એમ કહી લેલાએ થેકલાને તેનું ખંજર પાછું આપ્યું.

"લેલા, જો મારીપર તમોને વિશ્વાસ હોય તો કોઈ વખત ફરીથી મળશું. હાલ તુરત તો ખુદા હાફિઝ*."

થેકલા લેલાથી જુદી પડી, અને લેલા તથા ઝઈદા જે દરવાજેથી ગયાં હતાં તેજ દરવાજે પાછા બાગમાં દાખલ થઈ મેહેલમાં ગયાં. અહીંઆં એમીના તેમની રાહા જોતી ઉભી હતી, અને તે બંનેને આવતાં જોઈ તેણી તેમને સાંમે લેવા ગઈ.

. . . . . . . . . . .

વખત વહી ગયો. મનસુરના આવવાનો દિવસ ઉગ્યો છે, અને લેલા મન વેરવાને બાગમાં સયેર કરેછે.

તેણી ફરતી જતી અને ગઈ કાલના બનાવ ઉપર ખ્યાલ કરતી જતી, અને ફીરી કહેરમાન (અલાદીન) ના હાથમાંથી બીજી મરતબે બચી તેથી તે રબની દરગાહામાં શુકર અદા કરતી હતી, તેવામાં તેણીએ મેહેલની બીજી બાજુ તરફના એક દિવાનખાનાની બારીનો ખખડાટ સાંભળ્યો. લેલાએ તે તરફ નજર કરી તો ઝરૂખાપર તેણીએ ફીરી કહેરમાન (અલાદીન) ને જોયો.

મનસુરનાં મકાનમાં જ્યાં પોતે ઉતારો કીધો છે ત્યાં તેણે પણ ઉતારો લીધો છે એમ જ્યારે લેલાએ જોયું ત્યારે તેણીની અજાયબીનો પાર રહયો નહીં. તરતજ તેણી ફીરી (અલાદીન) ની નજર આગળથી ગુમ થઈ પોતાના દિવાનખાંનામાં જઈ બેઠી. આ બેગાનો શખ્સ મેહેલમાં કેમ દાખલ થયો તેની તલાશ કરાવે તેટલાં ઝઈદાએ આવી ખબર કરી કે મકાનનો માલીક મનસુર મેહેલમાં આવ્યો છે.

"શું મનસુર આવી પુગો?" ખુશી અને અજાયબીથી લેલા બોલી; "ઠીક થયું."

---

* 'ખુદા હાફિઝ'=ખોદા તમને સલામત રાખે!

ફીરી કહેરમાનને તેણીએ આ મેહેલમાં જોયો તે વિષે ઝબેદા અને એમીનાને લેલાએ કાંઈ પણ કહયું નહીં. પણ મનસુરના આવવાથી તેણી ખુશી એમ થઈ કે હવે તેણીને કશી રીતની ધાસ્તી રહી નથી.

પોતાની મુલાકાત લેવા મનસુર જરૂર આવશે, અથવા તો પોતાને મનસુર પાસે મુલાકાતે જવું પડશે, એવું ધારી લેલાએ સણગાર સજવાનો શરૂ કીધો, અને મનસુરે મોકલાવેલી પેલી તલેસમાતી વીંટી (જે માઈરાએ તેણીને મરતી વખતે પાછી આપી હતી તે) પેહેરી તૈયાર થાય છે તેવામાં વડી કારભારણે આવી જણાવ્યું કે મનસુર લેલાની મુલાકાતનો મુસતાક થયો છે.

લેલા તેની પાછળ પાછળ ચાલવા લાગી અને તેઓ એક ભપકાદાર દિવાનખાનામાં આવી લાગ્યા. મનસુર એક જડાવદાર બેઠક ઉપર બેઠો હતો. તે એક જઈફ ઉમ્મરનો બુઝરોગ પણ માનને લાયક અચ્છો પીર મરદ હતો. લેલાએ તેને નમીને સલામ કીધી, અને બીજી તરફ જોતાં તરતજ લેલાની નજર તેજ દિવાનખાનામાં ફીરી કહેરમાન (અલાદીન) ઉપર પડી.

---

## પ્રકરણ વીસમું.

### ભેદનો ખુલાસો.

આ ભપકા ભરેલા દિવાનખાનામાં લેલાએ જેવો ફીરી કેહેરમાન (અલાદીન) ને જોયો તેવીજ તેણી પાછી ધભરાટમાં પડી, પણ તરતજ પોતાની સુદ્ધ ઠેકાણે રાખી મનસુરને નમીને સલામ કરી તેની પાસે જઈ ઉભી.

આપણો જુવાન અલાદીન પણ સર્વે લડાયક પોશાકમાં અને પુર તાબમાં મનસુરની જમણી બાજુ પર ઉભો હતો.

મનસુરે ઘણીજ નમનતાઈથી નમીને કહ્યું, "મારાં જુવાન દોસ્તો, તમો જેની હજુર હાલ ઉભાં છો તે તમારા કરતાં પદવીમાં ચઢતો નહીં પણ એક ઉતરતો આદમી છે; વાસ્તે, નામદાર 'શાહાજાદી' લેલા, કમતરીન પર મેહેરબાની કરી બેસવું. તેમજ બાહાદુર 'શાહાજાદા' અલાદીન 'બે' * મહેરબાંની કરી મારી પાસે બેસ."

* તુર્કસ્થાનમાં પરગણાના હાકેમ અથવા સુબાને 'બે' ના ખેતાબથી ઓળખવામાં આવેછે.

એક તરફ ધભરાટ અને અજાયબીનાં તોફાન વચ્ચે જુવાન અલાદીન લૈલાનો ' શાહાજાદી ' નો એલકાબ સાંભળી ગોતાં ખાવા લાગ્યો; અને બીજી તરફ ખુબસુરત લૈલા પોતાના હોશથી ફરામોશ થઇ અરધી દીવાની બની જવા લાગી,—સબબ જેને તે ફીરી કેહેરમાન સમજતી હતી, જેને તે પોતાની વીંટીનો ચોર સમજી ધિક્કારતી હતી, એટલુંજ નહીં પણ માઇરાના મરણવાળા પલંગ આગળ પણ તેને ફીરી કેહેરમાન તરીકે પીછાણ્યો હતો, તે કોઇજ નહીં પણ એક ' શાહાજાદો ' અને વળી એક ઉંચા અને જાણીતા ' બે ' ના એલકાબનો ધણી. આવો એકજ જાતનો અને એકજ રીતનો સામટો ધભરાટ એકજ વખતે બંને બાજુ વીજળીના જેવી ઝડપથી બંને જુવાનોનાં દિલ વચ્ચે થતો હતો, અને એવાજ વિચારમાં આ બંને જુવાનો મનસુરની એકએક બાજુ પર બિરાજ્યાં હતાં.

મનસુર બોલ્યો, " હું જોઉં છું, મારાં પ્યારાંઓ, કે તમો અજાયબીમાં ગરક થયાં છો; વાસ્તે તમોને એકમેકથી જાણીતાં કરવાની ફરજ મારી પોતાની છે. શાહાજાદી લૈલા, મારા નિમકહલાલ* નફર ' લુનર ' પાસે મારો પેગામ અને વીંટી જે મેં અતરે તું નામદારને બોલાવવા કાજે મોકલાવી હતી તે મળી તો હશેજ ? "

લૈલા બોલી, " આ રહી તે વીંટી. ખરેજ એ વીંટી મારા જીવના જોખમે બચી છે, " એમ કહી લૈલાએ પેલી બેમુલી વીંટી જે અરધી રાતે ફીરી કેહેરમાન ચોરી ગયો હતો અને માઇરાએ મરતી વખતે તેણીને પાછી આપી હતી, તે પોતાની આંગળીથી કાહાડી મનસુરને આપી.

અલાદીન બોલી ઉઠયો " અને મારી ઉપર જે વીંટી તું નામદારે લુનર પાસે મોકલાવી હતી તે આ રહી, " એમ કહી એક વીંટી શાહાજાદા અલાદીને પોતાની આંગળીમાંથી કાહાડી મનસુરને આપી.

પણ અરે, લૈલાએ જ્યારે પોતાની ડોકી લંબાવી અલાદીનની વીંટીપર નજર કરી ત્યારે તેણીની અજાયબીનો શું પાર ! તેણીનો ચેહેરો ઉજળો પુની જેવો થઇ ગયો, સબબ તેણીને પોતાની વીંટી જે ચોરાઇ હતી તેજ વીંટીના જેવી એક બીજી અને આબેહુબ પોતાનીજ વીંટીનો નમુનો તેણીની નજરે

---

* મનસુર પોતાના નોકરને નિમકહલાલ અને વિશ્વાસુ જાણેછે. પણ તે કેવો દગલબાજ અને નિમકહરામ નિકળ્યોછે તે આપણે જોયું છે અને હવે પછી પણ જોઇશું.

પડયો. આવા સાંટકમાં લૈલા અલાદીન માટે શું વિચારે ? કાંઇ નહીં. તેણી કાંઇપણ અટકળ કરી શકી નહીં; તેણી કાંઇ પણ વિચાર કરી શકી નહીં. તેણી મનસુરને કાંઈ કેહેવા જતી હતી તેટલાં તેજ બોલી ઉઠયોઃ—

"આ વીટી, નામદાર શાહાજાદી, જે મેં તારી ઉપર મોકલાવી હતી, તે વીટીના જેવીજ બીજી મેં શાહાજાદા અલાદીન પર મોકલાવી હતી; અને હું ખુશી છું કે આ વીટીના પેગાંમને માન આપી તમે અતરે સીધાશ્યાં છો. શાહાજાદા અલાદીન, આ બાંનું જેને હાલ તું જોય છે તે કોઇજ નહીં પણ 'મીંગરૂલીયાની શાહાજાદી' પોતે છે; તેમજ શાહાજાદી લૈલા, જે જુવાનને તું હાલ જોય છે તે અલાદીન 'એ' કારસના પાશાનો ભત્રિજો પોતે છે."

"નામદાર મનસુર," લૈલા બોલી, "અલાદીનને મેં અગાઉ જોયો છે, અને આ જગા પર હું તેને પેહેલીવાર નથી મળી. ખરેજ હું દલગીર છું કે મેં વગર સમજ્વે એ નામદારને ગેરઈનસાફ આપ્યો છે, જેને વાસ્તે હું મારી દલગીરી ખરાં અંતઃકરણથી જાહેર કરૂં છું. મારી મુસાફરીનાં દરમ્યાનમાં કોઇ બનાવના સંજોગ થી, નામદાર મનસુર, તારી વીટી ચોરાઇ હતી. ત્યારબાદ શાહાજાદા અલાદીન સાથ મારી મુલાકાત થઇ. મેં આ વીટી એની પાસ જોઇ હું તે મારી સમજી, અને તેથી મેં એની સંગત છોડી. મારી વીટીના ચોર તરીકે મેં અલાદીનને ગણ્યો. વખતની રફતારમાં ફેર થયો, અને શેવટે મારી વીટી મને એક અજાયબ જેવી રીતે પાછી મળી. આ ઘડી સુધી હું અલાદીનને મારી વીટીનો ચોર સમજતી હતી. હવે મારો શક તદન દુર થયો છે."

અલાદીન પોતે આ સખુનો સાંભળી અજબ થયો, અને ખુશીમાં આવી બોલ્યો, "શુકર ઇલાહી, કે જે ભેદ ભરમના પરદામાં વીટળાયલો હતો તે શેવટે જાહેર થયો છે, અને શાહાજાદી તારો શક દુર થયો છે."

# પ્રકરણ એકવીસમું.

## પીતરાઈ ભાઈ બેહેન.

લેલા પોતાનું સર નખરાં સાથે નમાવી હરખની મારી હસવા લાગી, તોપણ હજી એક વસવસો તેણીનાં દિલમાં રહી ગયો હતો કે માઈરાના માહતમ કરતા પલંગ આગળ એ શાહજાદાને આવવાનું શું કારણ હશે. પણ મનસુરની હાજરીથી તેણી કાંઈ બોલી શકી નહીં.

"ત્યારે એવી રીતે તમારો મેળાપ આગળથી થઇ ચુકો છે," મનસુરે હસતે ચેહેરે કહયું. "ત્યારે આલો તમો બંને જણ મિત્રભાવ અને સગપણના પ્રેમ ભાવથી એક બીજા સાથે તમારા હાથ મેળવો; સબબ, તમારા બંનેની રગોમાં એકજ ખાનદાનનું બાદશાહી લોહી દોડે છે. સાંભળો, તમો બંને પીતરાઈ ભાઈ બેહેન છો."

લેલાથી ખુશાલીની ચીશ પડાઇ ગઈ, અને અલાદીન પુતળાંની માફક આ શબ્દો સાંભળી સ્તંભ થઈ ગયો.

આ શું ખરી વાત છે, પ્રિય વાંચનાર, કે લેલા અને અલાદીન પીતરાઈ ભાઈ બેહેન છે? શું મનસુરે તેઓને ખોટું કહયું? નહીં, નહીં, તે બુઢાને ખોટું કેહેવાની કાંઇ જરૂર નહીં હતી.

"અજાયબ થવાની કાંઈ જરૂર નથી," મનસુર બોલ્યો. "એ ખરૂં છે કે શાહ ડેનીયલ જે એક વખત મીંગરેલીયાનું રાજ કરતો હતો તેના બંને છોકરાઓ તમારા બંને જણના પિતા થાય."

અલાદીન બેહદ ઊંડા વિચારમાં પડયો કે આ મારા જન્મની તવારીખનો ખરો ભેદ કેવી અજબ તરેહનો છે. વળી તે વધુ વિચારમાં એમ પડયો કે લેલા મારા કાકાની છોકરી કેમ હોય? એ સુંદરી ખ્રિસ્તિ મહજબ પાળનાર, અને હું એક ઉસમાન અલીના તોખમનો મુસલમીન એક ખ્રિસ્તિ ધર્મ પાળનાર વંશનો હોઉં એમ કેમ બને; તોપણ લેલાને પોતાની બેશી તરીકે ઓળખાયલી જોઈને તે અરધો ગાંડો બન્યો. તે ખુશીમાં આવી એકાએક બોલી ઉઠયો, "શાહજાદી, લાવ તારો હાથ મને આપ."

. . . . . . . . .

# પ્રકરણ બાવીસમું.

## તલેસમાતી બાગનો કિસ્સો.

" નામદારો, જે ભેદ ભરેલા ભરમ આ દુનિયામાં રહી ગયો છે તેના ભેદથી વાકેફ કરવાજ મેં તમને અતરે બોલાવ્યાં છે, વાસ્તે તમો સાંભળવાને તૈયાર થાઓ."

"મારાં મેહેબાનો," મનસુરે પાછું બોલવા માંડયું. "શેહેનશાહ ડેનીયલ મીંગરેલીયાનો રાજકરતા પોતે હતો, અને તે કુતેઈસ મધે બાદશાહી મેહેલ જેમાં નામદાર લેલા હાલ વસે છે તેમાં હમેશાં રેહેતો હતો."

"આજથી આસરે પચીસ વરસની વાતપર(જ્યારે તમારામાંના એકનો પણ જન્મ નહીં હતો ત્યારે) એક બુઝરોગ વેરાગીએ તમારા બાપાવા મીંગ-રેલીયાના શાહા ડેનીયલની ભેટ લીધી, અને કેહેવા લાગ્યો કે શેહેનશાહ, આ વખતે આ દુનિયાની સપાટી ઉપર બે શખ્સો એક ભરમ ભરેલા અજા-યબ ભેદથી જાણીતા છે. થોડાં અઠવાડીયાં અગાઉ એજ અજાયબ ભેદના જાણનારા ત્રણ જણ ગણાતા હતા, પણ હાલ તેમાંનો એક મરણ પાંમ્યો છે, અને ફકત બેજ જીવતા રહયા છે."

"રિવાજ અને કસમ પ્રમાણે તે ભેદ હમેશાં ત્રણ જણે જાણવો જોઇએ એમ હોવાથી એક વિશ્વાસુ, શ્યાણા અને ભેદને જાળવવા લાયક આદમીની ખોળમાં ફરતો ફરતો હું તું શાહા આગળ આવી પુગોછું, અને મારો એવો વિચાર છે કે તે ભેદમાં તને શરીક કરવો, સબબ મને લાગે છે કે તે ભેદ જાણવાને અને જાળવવાને લાયક તારા કરતાં વધારે સરસ અને શ્યાણો બીજો મને મળનાર નથી."

" વળી એવું પણ ફરમાન અમને છે કે નર ઇયા નારી, જુવાન ઇયા બુઝરોગ, ગરીબ ઇયા તવંગર, તેમજ જાત નાતનો કાંઇપણ ફરક ગણવો નહીં; પણ ખ્રિસ્તિ ધર્મ પાળનાર તે શખ્સ હોવો જોઇએ. શેહેનશાહા, એ ભેદમાં જમાનાના જમાના અને કાંઇએક સદીઓ થઈ અમારા જેવા સાધુ અને તું જેવા શેહેનશાહી લોહીથી પેદા થયલા શાહાજાદાઓને શરીક કીધા છે; અને હવે મારી મરજી તું શાહાને એ વાતથી વાકેફ કરવાની છે, માટે તને જણાવવું જોઇએ કે એ ભેદ જોવાને કાજે તમારે મારી સાથે કાકેસસના બુલંદ પર્વત તરફ આવવું પડશે."

મનસુર જરા દમ ખાવા લાગ્યો અને લૈલા તથા અલાદીન વિચારમાં પડ્યાં.

જરા વારમાં મનસુરે પાછું બોલવા માંડ્યું, "એ ભેદ તમો બંનેને હું જાહેર કરીશ; પણ, શાહાજાદા અલાદીન, એ ભેદનો ખુલાશો જાણવા કાજે તારે ખ્રિસ્તિ ધર્મપર એતેકાદ લાવવો જોઈએ. જોકે તું પોતે ખ્રિસ્તિ ધર્મ પાળનારનુ ફરઝંદ છે, તોપણ વખતના ચક્રરે તમારા બંને જણના જન્મનો ખરો હેવાલ ફાડી તોડી પાયમાલ કરી નાંખ્યો છે, અને તેના વિષે તમને જાહેર કરવા મારા શિવાય કોઈ બીજો હોય એમ મને લાગતું નથી."

અલાદીન વિચારમાં પડયો. તે ખ્યાલ કરવા લાગ્યો કે આ ભેદ તેના બપાવાની મીલકતના મળેલા વારસા તરીકે છે, તોપણ એ સઘળું તે ખ્રિસ્તિ ધર્મ કબુલ કરે તે ઉપર આધાર રાખે છે.

લૈલા અધીરી પડી બોલી, "ત્યારે કાકેસસના પર્વત માંહેલો ભેદ જાણવા શેહેનશાહા ડેનીયલે શું હા કહયું?"

મનસુરે ધીમે રહી જવાબ દીધો, "સરવે વાત મારે તમને ટુંકામાં કેહેવી છે. મેં તે ભેદનો તમામ હેવાલ તથા તે જગાનું બયાન વિસ્તારીને લખી તૈયાર રાખ્યું છે, તે હું તમો બંને જણને સ્વાધીન કરીશ."

"હવે તમારે જાણવું જોઈએ કે બાકી જે કાંઈ કેહેવાનુ રહયું છે તે થોડું જ છે. શાહા ડેનીયલ પોતે પેલા બુઝરોગ સાધુની સાથે કાકેસસ પર્વત તરફ ગયો, અને પેલા ભેદથી જાણીતો થઈ પાછો આવ્યો. બે બીજાં વરસ પછી પેલો સાધુ મરણ પામ્યો ત્યારે શેહેનશાહ ડેનીયલે મને તે ભેદમાં શરીક કીધો, અને તે ભેદનું સુખ, હા અનંત સુખ, આજ કેટલું થયું હું ભોગવું છું, અને હું તે ત્રણમાંનો એક ગણાવા લાગ્યો છું."

"શાહા ડેનીયલે તે ભેદમાં, નામદાર મનસુર, તને શરીક કીધો ત્યારે બેશક મારા બપાવા અને તું નામદાર વચ્ચે ઘણીજ સ્નેહભરી મિત્રાચારીનો સંબંધ હોવો જોઈએ," અલાદીને પોતાનો વિચાર જણાવ્યો; અને લૈલાએ તેનેજ મળતો જવાબ આપ્યો, "બચીત, નામદાર મનસુર, તારા ભાષણને અમો બંને જણ માન સાથે નમીને માનીએ છીએ."

"મારૂં ભાષણ શક ભરેલું તમને લાગે તેમાં નવાઈ નથી," મનસુરે કહ્યું; "કેમકે તે અજાયબ જેવું છે; પણ હું તે ભેદ વિષે તમારી ખાતરી કરી આપીશ."

"હવે મારી વાત ધ્યાન દઈ તમો બંને જણુ સાંભળો, કેમકે તે તમારેજ કામની છે."

લેલા અને અલાદીન આ નવી વાત શું છે તે સાંભળવા ખંતેજારીથી તૈયાર થયાં.

---

## પ્રકરણ તેવીસમું.

### તલેસમાતી બાગનો કિસ્સો—(ચાલુ)

"શાહ ડેનીયલના બે બેટા હતા. એકવીસ વરસની વાતપર, અલાદીન, તમે ડેનીયલના વડા બેટાને પેટે જન્મ લીધો. તારા જન્મ પછી થોડા મહીના ગયા બાદ ચંડાળ રશીયન લોકોએ મીંગરેલીયાપર ચઢાઈ કરી. આસમાનનાં ચક્કરમાં શાહા ડેનીયલનું શેહેનશાહી કુટુંબ પાયમાલ થયું, અને રાજપાટ છોડી તારો મરહુમ પિતા તને સાથે લઈ જીવ બચાવી નાહાસવામાં ફાવી ગયો. પણ અફસોસ! શાહા ડેનીયલ, તથા તેનો નાહાનો બેટા અને તેની ઓરત (જે લૈલા તારાં માબાપ તે) દુશ્મનને હાથ પકડાયાં. રૈયતની મીનતજારીથી ચંડાળ રશીયન લોકે તેઓને વતન છોડી જવા ફરમાવ્યું, અને મીંગરેલીયામાં ફરીથી તેઓએ પોતાની શીકલ નહીં દેખાડવી એવી કબુલાત લીધી; અને અલાદીન, તારા પિતાને પકડવાનું હુકમનામું રશીયન સરકારે જાહેર કીધું."

"શેહેરમાં બલવા ઉઠ્યા; હુલડ થવા લાગ્યાં; રૈયતે બંદ મચાવ્યું; સલ્લાહ સંપનો ભંગ થયો; અને મીંગરેલીયન રૈયતે ફરિયાદના પોકારથી જુલમગાર રશીયનો પાસે પોતાનો રાજકરતા માંગ્યો. છેવટે, રશીયનોએ સમાધાની કરવા ડેનીયલના જુવાન બેટાને (લેલા તારા બાપને) લાવી મીંગરેલીયાનાં તખ્તપર બેસાડયો; પણ શાહા ડેનીયલે મીંગરેલીયામાં કદી પણ પોતાનાં કદમ મુકવાં નહીં એમ સાફ કબુલાત કરી લીધી."

"આ બનાવને બે વરસ થયાં, એટલે આજથી સત્તર વરસની વાત ઉપર, લેલા, તારો જન્મ થયો; અને તારા જન્મને બે વરસ થયાં બાદ તારાં

માબાપ મરણ પાંમ્યાં, અને તેમની જગાપર રશીયનોએ તું નામદારને તેમનાં તખ્તની હકદાર વારસ અને રૈયતની શાહાજાદી તરીકે નેમી."

"ડેનીયલે પોતાની દેશ નિકાળ હાલતમાં પેલા ભેદ ભરેલા ભરમનું સુખ હાંસલ કીધું."

લૈલાની ચશ્મામાંથી નિર્મળ નીરની ધારા પોતાનાં માત પિતાની યાદમાં વેહેવા લાગી, અને અલાદીને અધીરો બની દલગીરીથી પુછયું, "અને મારાં માબાપનું શું થયું?"

"ધીરજથી સાંભળ, શાહાજાદા," મનસુરે કહયું. "લૈલા તખ્તશીન થઇ તે ખબર શાહા ડેનીયલે જ્યારે મારાથી સાંભળી ત્યારે તે બેહદ ખુશી થયો, પણ તેનો વડો છોકરો જે એક બાળક હાથમાં લઇ કુતેઇસમાંથી જીવ બચાવી દુશ્મનના હાથમાંથી નાહાસી ગયો હતો તેની પર તેનો ઘણોજ ચાહા હોવાથી તે હમેશાં મને તેના વાસ્તે પુછતો. મેં તમને આગળ જણાવયું તેમ હું મારા મિત્ર ડેનીયલની સાથે પેલા ભેદનો શરીક થયો હતો. મેં તેના વડા છોકરાને સારૂં ઘણી પણ ખબર કહડાવી (અલાદી, તારા બાપને સારૂં) પણ તેનો પત્તો મળયો નહીં. શેવટે, એવી ખબર મળી કે તેઓ કાકેસસના પાહાડ આગળ રખડી રઝળી મરણ પામ્યાં. આ અફવા ખરી સમજી મેં તે મારા મિત્ર ડેનીયલને કહી. વરસો વહી ગયાં, અને ડેનીયલ પેલી ભરમભરેલી જગાનું સુખ હાંસલ કરતો રહયો. અઢાર મહીનાની વાત ઉપર મને એક તુર્કી તબીબ ઓરતથી ખબર મળીકે કાકેસસના હાકેમ મહમદ પાશાએ એક બાળકને પોતાના ભત્રિજા તરીકે કરી લીધો છે. તે ઓરતની વાત ઉપરથી મને કાંઇ શક પડયો, અને મેં મહમદ પાશા પાસે ઘણીજ મીનતાઇથી તે બાળક વિષે ખુલાશો ચાહયો, અને મેં જણાવ્યું કે કાંઇ પણ બાબદ હશે તો તે તદન છુપીજ રેહેશે. મહમદ પાશાએ વગર ઢીલ કરવે મને સર્વે વાત જાહેર કરી, અને જે મારો શક હતો તેજ ખરો પડયો હતો."

"ડેનીયલના રાજની પડતી હાલત થયા પછી થોડાં અથવાડીયાં બાદ મહમદ પાશા શિકાર કરતો એક જંગલ મધ્યે આવી લાગ્યો, અને દુરથી એક કંગાલ ભુખથી રીબાતા પણ ખુબસુરત જુવાનને એક નાનાં બાળક સાથ બેઠેલા જોયો. તે બાળક તું પોતે અલાદીન, અને પેલો કમનશીબ શખ્સ તે કોઇજ નહીં પણ તારો પોતાનો પિતા હતો."

"આ બાબદ મારૂં દિલ વીંધી નાખેછે," એટલું બોલતાંજ અલાદીનની

આંખમાંથી આંસુની ધારા વેહેવા લાગી. "અફ્સોસ, મારો ગરીબ બિચારો બાપ!"

"ઘણીજ સારી નેમ રાખી, અલાદીન," મનસુરે કહ્યું, "તારા બાપની કઝાનો દુઃખદાયક હેવાલ મહમદ પાશાએ તારી આગળ જાહેર કીધો નથી. પણ હવે તારે એ સરવે વાત જાણવી જોઈએ. અને મહમદ પાશા પોતે જાણે છે કે તીફ્લીસ આવ્યા પછી દરેક બાબદ હું તને જાહેર કરનાર છું."

"નામદાર મનસુર," અલાદીને રડતી આંખે કહ્યું, "હું તારો આભારી છું; પણ પછી શું થયું?"

"મહમદ પાશાની નજર જેવી પેલા શખ્સ ઉપર પડી," મનસુરે વાત ચલાવી, "તેવોજ તેણે તેની પાસે પોતાનો ઘોડો દપટાવીને સવાલ કીધો. પણ, અફ્સોસ! અલાદીન, તે કમનશીબ શખ્સ તો તદન ઘેલો થઈ ગયો હતો."

આ નવી પણ દુઃખદાયક બીના સાંભળી લૈલા, અલાદીન, અને મનસુર એ ત્રણે જણાંની ચશ્મોમાંથી આંસુ વેહેવા લાગ્યાં; પણ મનસુરે તરતજ પોતાની વાત ચલાવી.

"મહમદ પાશાએ આ કમનશીબ શખ્સ અને પેલાં બચ્ચાંને પોતાના મોહેલમાં લઈ જવાનો હુકમ પોતાના માણસોને કીધો, અને ત્યાં તેના બાદશાહી મોહેલમાં તેની માહાવજત ઘણીજ સારી રીતે કરવામાં આવી કારસના બાદશાહી મેહેલમાં થોડા વખત પછી તે બિચારો તેવીજ હાલતમાં મરણ પામ્યો અને અલાદીન, તું માબાપ વગરનું એક બાળક મહમદ પાશાના આશરા હેઠળ તે દીનથી રહયો હતો."

"ખરેખર, મહમદ પાશાએ મારા બાપની ગરજ સારી છે. તેને જ્યારે પણ હું પુછતો ત્યારે તે કેહેતો કે મારાં માબાપ મને બચપણમાંજ મુકી મરણ પાંમ્યાં હતાં."

"એ સરવે વિગતનો હેવાલ અને તારા બાપના આંગમાં જે પોશાક હતો તે, અને તેમજ તારો પોતાનો પોશાક જે તેં તે વખત પેહેરેલો હતો તે પણ મહમદ પાશાએ મારી ઉપર મોકલાવ્યો, જે મેં મારા મિત્ર ડેનીયલને દેખાડયો. તે પોશાક જોતાંજ તેણે મને કહ્યું કે એજ પોશાકમાં અલાદીન તું, અને તારો બાપ નિર્દય રશીયનોના હાથમાંથી જીવ બચાવવા નાહાસી ગયા હતા, પણ જ્યારે તું (અલાદીન) હજી જીવે છે, અને મહમદ પાશા તારો નિગાહબાન છે એમ જાણ્યું ત્યારે તેના હરખનો પાર રહયો નહીં. મહમદ

પાશાએ તને પાળીપોશી મોટો કીધો, અને તેણેજ તને પોતાનો ભત્રિજો કરી લીધો, તેથી તું હાલ તેને કાકા તરીકે ગણે છે. મહમદ પાશા ઉસમાન અલીની તોખમનો હોવાથી તેણે તને મહમદી મહજબની તરબીયત અને કેળવણી આપી; પણ અલાદીન, તું એક મીંગરેલીયાનાં તખ્તોતાજના ધણીનું ફરઝંદ છે, અને તારા કપાળ ઉપર ખ્રિસ્તિ ધર્મનો છાપ બચપણથીજ પાડવામાં આવ્યો હતો. રશીયનો તારા મરહુમ પિતા અને તારી હસ્તી વિષે તદન બેખબર છે."

## પ્રકરણ ચોવીસમું.

### તલેસમાતી બાગનો કિસ્સો—(ચાલુ)

"મારી વાતનો છેલ્લો ભાગ શેહેનશાહ ડેનીયલની હયાતીનો અંત લાવે છે."

"ડેનીયલ પોતાની જીંદગી હવે સુખચેનમાં ગુજારવા લાગ્યો, અને તે વધારે ખુશી અને સુખી એમ થયો કે મીંગરેલીયાના તખ્ત ઉપર તેની હકદાર વારેસ જે લેલા તેને બેસાડી છે. રશીયન સાથ થયલી કબુલાતને લીધે તે મીંગરેલીયા જઇ શકતો નહીં હતો, પણ કુતેઇસના બાદશાહી મેહેલ કરતાં વધારે સુખચેનમાં તે પોતાની જીંદગીના દિવસો કકેસસ પર્વતનાં પેટાંમાં પેલા ભેદ ભરેલા ભરમમાં ગુજારતો હતો."

"આજથી અઢાર મહીનાની વાત ઉપર તે મારો ભલો મિત્ર બિમારીથી હલાક થવા લાગ્યો તે વેળા એક તબીબ તુર્કી ઓરત જે દવાઇદારૂ વગેરેનો તીફલીસમાં ધંધો કરતી હતી (અને જેણે મેં આગળ કહ્યું તેમ, મહમદ પાશાએ એક બાળકને ભત્રિજો કરી લીધો એવી મને ખબર આપી હતી) તેની આંખે પાટા બાંધી હું તેને શેહેનશાહા ડેનીયલની પાસે લઇ ગયો હતો. તેણીએ તેની દવા કરી આઠ દિવસમાં તેને સાજો કીધો હતો. થોડા મહીનાની વાત ઉપર તે ભેદ ભરેલા ભરમ જે હમો ત્રણ જણ જાણતા હતા તેમાં એક તીફલીસનો ધર્મગુરૂ હતો, તે મરણ પામ્યો; બીજો (શાહા ડેનીયલ)

અફસોસ ! અલાદીન, લૈલા હું વાત પુરી કરૂં તે આગમચ તમોએ જાણવું જોઈએ કે એક મહીનાની વાત ઉપર જાલમ જમે પોતાનો જબરદસ્ત હાથ મારા ભલા મિત્ર શાહા ડેનીયલપર લંબાવ્યો, અને તે પણ આ દુનિયાથી પોતાનો અસબાબ ઉઠાવી ગયો ; હવે હું ( ત્રીજો ) પોતે એકલોજ તે ભેદથી જાણીતો છું, અને રિવાજ તથા કસમ પ્રમાણે ત્રણ જણને તે ભેદ જાણીતો કરવો જોઈએ."

"તમારા બપાવાનો મને પુર હુકમ છે કે એ ભેદ જરૂર તમને જાહેર કરવો ; કેમકે જો આસમાનનું ચક્કર કદાચ તમારી ઉપર ઉલટું ફરે તો તેની માફક તમને પણ તે જગાનો આશરો લેવા કામ લાગે. એટલા માટે એ ભેદથી વાકેફ કરવા મારા વિશ્વાસુ નોકર ત્યુનર પાસે મેં તમને તેડાવ્યાં કે હું તેથી તમને વાકેફ કરૂં. પણ, અલાદીન, ખ્રિસ્તિ ધર્મ પર તારે એતેકાદ લાવવો પડશે."

આ ભેદ ભરેલા ભરમના ખુલાશાએ લૈલાની જબાનને બંધ કરી નાંખી ; ના તો અલાદીન કાંઈ બોલી શકયો કે ના તો લૈલાએ કાંઈ ઉત્તર દીધો ; તોપણ થેકલાએ કરેલી વાત અને તેણીએ પેલા **તલેસમાતી બાગની** કરેલી સીફત તરતજ યાદ આવી. હવે તેણીની ખાતરી થઇ કે જે વાતને તે હસી ને જોડી કાહાડેલી કહેતી તેની હૈયાતી છે. તેણી તલેસમાતી બાગની હૈયાતી ખરી સમજવા લાગી. વળી તે વધારે અજાયબ એમ થઈ કે અઢાર મહીનાની વાત ઉપર થેકલાએ જે દરદીને સફા કીધો હતો તે તેણીનો બપાવો ડેનીયલ પોતે હતો. હવે તેણી શું ખ્યાલ કરે અને શું વિચારે ?

અલાદીન કાંઈ તેટલા ગુંચવાડામાં નહીં હતો. તે પોતાના જન્મની કાહાંનીથી અજબ થયો, અને ખ્રિસ્તિ ધર્મમાં વટલવું કે નહીં તેનો વિચાર કરવા લાગ્યો.

"જો તેમજ છે, નામદાર મનસુર," અલાદીને કહ્યું, "તો મને ખ્રિસ્તિ ધર્મથી અગાહ કરો. જો તે મને પસંદ પડશે તો હું ખુશીથી મહમદી ધર્મ તજી દઈ ખ્રિસ્તિ ધર્મ કબુલ કરીશ."

"શાહાજાદી, અમો બંને જણને થોડો વખત એકલાં સાથે રેહેવા દે," મનસુરે કહ્યું ; "તારી હાજરીની જેવી અમને ગરજ પડશે કે તુરતજ તું નામદારને બોલાવીશું."

લૈલા તુરતજ નમીને ઉઠી પોતાના દિવાનખાનામાં જઈ વિચારમાં બેઠી.

આજની વાત અને તેણીના જન્મની તવારીખ તથા તેણીના કુટુંબપરની આફત એક કાહાંની કિસ્સા જેવી તેણી સમજવા લાગી. તેણીને ચેકલાની વાત ઉપર પુરે વિશ્વાસ બેઠો, અને અલાદીન પોતાના કાકાનો છોકરો છે એમ જાણી તે ખુશી થવા લાગી તેવામાં કોઈએ દરવાજો ઠોકયો.

કોણે ઠોકયો હશે વારૂં?

---

## પ્રકરણ પચીસમું.

### મનસુર અને લૈલા.

દરવાજો ઉઘાડવામાં આવ્યો, અને વડી કારભારણે દાખલ થઈ અરજ કરી કે નામદાર મનસુર તેજ દિવાનખાનામાં શાહાજાદીને બોલાવે છે. એક વાર ફરીથી લૈલાએ પોતાનાં કદમ તે દિવાનખાના તરફ ફેરવ્યાં, અને સેહેજવારમાં મનસુરને તે દિવાનખાના મધ્યે જઇ મળી.

આ બીજી વારની મુલાકાતની વખતે લૈલાએ દિવાનખાનામાં અલાદીનને જોયો નહીં, પણ મનસુરને જોતાંનેવાર તરતજ સલાંમ કરી. મનસુર હસતે ચેહેરે બોલ્યો, "મેહેરબાન શાહાજાદી, અલાદીને ખ્રિસ્તિ ધર્મ પર એતેકાદ લાવવા અને વટલવાને સારૂં કબુલ કીધું છે." આ નવા અને નહીં ધારેલા સખુનો સાંભળી લૈલાની આંખો ખુશાળીના તેજથી ચમકવા લાગી, અને તેણી બોલી, "શું તેણે કબુલ કીધું?"

"હા, તેણે કબુલ કીધું," મનસુર બોલ્યો, "અને આવતી કાલે તેને વટલાવવની ક્રિયા એક પવિત્ર ધર્મગુરૂ કરશે અને જે ધર્મમાં તેણે જન્મ લીધો હતો તેમાં તેને ફરીથી દાખલ કરવામાં આવશે. શાહાજાદી, હવે તે પોતાનું અલાદીનનું નામ મુકી દેશે અને ડેનીયલના ખાનદાનનો એ શૂરો સપુત કોઈનું નહીં પણ તેના બપાવા 'ડેનીયલ' નુંજ નામ પોતાના ખ્રિસ્તિ નામ તરીકે ધારણ કરશે. લૈલા, આવતી કાલે તારા કાકાના છોકરાને 'ડેનીયલ' નાં નામથી બોલાવવું પડશે."

"મારે મન એનાં જેવું સુખ બીજું કોઈ નથી," લૈલા બોલી. "જ્યારે હું મારા પ્યારા કાકાના છોકરામાં મારા બપાવા ડેનીયલને જોઈશ ત્યારે, મેહેરબાન મનસુર, મારા હરખનું માપ તું કદી પણ કરી શકનાર નથી. હા, હા, મારૂં મીંગરેલીયાનું તખ્ત એ શૂરા ડેનીયલને સપુરદ કરીશ."

"એમ કેમ બને? એમ બનેજ નહીં," મનસુર જરા હુજત કરી બોલ્યો. "જ્યાંસુધી તમારી બંને જણની હાલની સગાઈ ચોકસ જાતની મજબુતાઈ પકડે નહીં ત્યાંસુધી અલાદીનને ગાદી મળી શકેજ નહીં. શાહાજાદી એક જઈફ આદમીની સરકશી માફ કરવી, પણ હું એક એવી બાબદ પર મારો વિચાર જાહેર કરૂ છું કારણકે તેમ કરવાને તમારા બંનેના બપાવા ડેનીયલે મને મરતી વખતે કહ્યું હતું, અને તે તેની મરતી વખતની મુરાદ હતી. બચીત, લૈલા, તારા બપાવાના મરતી વખતના સખુનો અને મરતી વખતની મુરાદ એજ હતી કે અલાદીન ખ્રિસ્તિ ધર્મ કબુલ કરે તો આ ભેદ ભરેલો ભરમ જાણે, અને તારા પ્યારનો હકદાર માલેક થાય."

લૈલા શરમની મારી સેહજ ધભરાટમાં પડી નીચું જોવા લાગી, પણ મનસુર જેણે દુનિયાની મઝા મેળવી પોતાના કાળા વાળ સફેદ કીધા હતા તેણે તેણીના ચેહેરા પર પોતાના સવાલનો જવાબ આડી નજરે વાંચી લીધો. મનસુરે પોતાનું ભાષણ અલાદીન વિષે ચાલુ રાખ્યું, અને જેમ જેમ નાજુક બદનની લૈલા તે સાંભળતી ગઈ તેમ તેમ તેણીની જોબનવંતી છાતીમાં જોસથી થતા ઉછાળા ખુલ્લી રીતે જણાતા હતા.

લૈલા બીલકુલ નિર્દોષ હતી. મનસુરના આજનાં ભાષણથીજ તેણી પ્યાર વિષે સમજી, અને આજ દીનથી તે પ્યારની મકતબમાં પ્યારનો અભ્યાસ કરવા મોહોબતનાં બારાખડી શીખવા લાગી.

"મારા મેહેરબાન મિત્ર," પેલી પ્યારવંતી પરી બોલી, "તું એક એવી બાબદ ઉપર મારી સાથે વાત કરે છે કે જેના વિષે મેં મારી જીંદગીમાં કોઈવાર સ્વપનો પણ જોયો નહીં હતો; મારા કાકાના છોકરાની લાયકી અને બાહાદુરી મેં જોઈ છે, અને હું જાણું છું, પણ—પ—ણ—"

લૈલા આગળ શું બોલવું તે સમજી શકી નહીં. તેણીના લબ લથડવા લાગ્યા; ના તો તેણી અલાદીનનો પ્યાર કબુલ કરતી, કે ના તો તેણી ના મંજુર કરતી; તોપણ જેવી તેણી લથડવા લાગી તેવોજ મનસુર બોલી ઊઠયો,—

"પણ તે તને પોતાનો પ્યાર આપવા માંગે છે; તે તને ચાહે છે."

લૈલા આ સખુનોથી વધારે ચમકી; બાતેનમાં તેણી અલાદીનને ચાહાતી હતી; તેણી તેની બાહાદુરીને વધારે ચાહાતી હતી. હવે તેણી હિંમત રાખી બોલી, “ મેહેરબાન મનસુર, મારા બપાવાનું ફરમાન જે તું બોલે છે તે મારે માંથે ચહડાઉં છું, અને હું એમજ સમજુછું કે આજ રોજે મને મારા બપાવા ડેનીયલે પોતાનું ફરમાન ફરમાવ્યું છે.”

મનસુર ખુશી સાથે પિત્રભાવથી લૈલાનો હાથ પોતાના હાથમાં દાબી બોલ્યો, “આવતી કાલે અલાદીન મુસલમાની ધર્મ છોડી ખ્રિસ્તિ ધર્મમાં આવશે, અને એક ખ્રિસ્તિ કન્યાના કાનમાં પ્યારના હરફો રેડશે. આવતી કાલે અલાદીન ‘ડેનીયલ’ થશે, અને જે ભેદમાં તમો બંને જણને શરીક કરવાનાં છે તેનો ભેદ તમોને જાહેર કરવામાં આવશે, અને ત્યાર પછી જરા પણ ઢીલ વગર તમો બંને જણાંને કાકેસસના પર્વતો તરફ તે ભેદ નજરે નજર જોવા મારી સાથે મુસાફરી કરવી પડશે.”

આ સખુનો પુરા નહીં થયા તેટલાં દરવાજાની બહાર કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. નાજુક લૈલા જરા ચમકી; પણ મનસુરના ચાલાક કાને તે અવાજને પકડી પાડયો, અને તેથીજ તે બોલ્યો, “ શાહાજાદી, હું તારી રજા ચાહું છું. થોડો વાર તારે અતરે સબુર કરવું.”

મનસુરે પોતાની પીઠ ફેરવી અને દરવાજા બહાર ગયો, અને તરતજ આપણો જુવાન અલાદીન બીજી બાજુના દરવાજામાંથી દિવાનખાનામાં દાખલ થયો.

---

# પ્રકરણ છવીસમું.

## અરસપરસનો ખુલાશો.

આ સોનેરી દિવાનખાનામાં બે રૂપેરી પુતળાં ખુબસુરતીમાં એક એકથી ચળકતાં હતાં.

આ બે જુવાનોને જોકે સલાહ થઇ હતી, તોપણ તેઓ બંનેની લાયકી, અદબ આદાબ, અને ખુબસુરતી વચ્ચે જબરૂં તોફાન ઊઠયું હતું. તેઓ એક બીજાથી દરેક ગુણમાં ચહડતાં હતાં.

તેઓના ખાલિસ દિલનું—ખાલિસ પ્યારનું—અને વહેમથી પડેલી જુદાઈનું, તથા જે વળાંમાં તેઓ અત્યારસુધી ગુંચવાયા કરતાં હતાં તેનું વર્ણન કરવું બેશક માહાલ હતું. તોપણ એટલું જાણવું જોઈએ કે આ બંનેની મુલાકાતથી તે સર્વે ખુલાશો થયો હતો.

"શાહાજાદી, મને મેહેરબાની કરી જણાવવા દે કે 'માઈરા'ના પલંગ આગળ જ્યારે મેં તને જોઈ ત્યારે મારી અજાયબીનો પાર રહયો નહીં."

"હા, તે કમનશીબ ઓરત," લૈલા બોલી, "તેણેજ મારી ખોવાયલી વીંટી મને પાછી આપી. અફસોસ! હું પોતે તેનાં મરણ સમે તેણીની આગળ હાજર હતી; અને તેણીએ મારાજ ખોળામાં પોતાનો પ્યારો પ્રાણ તે હકને હવાલે કીધો હતો. જે દાનાવ ઓરત તે ઠેકાણે હાજર હતી તે પણ તે વેળા ત્યાં હાજર હતી." એમ કહી લૈલાએ પોતા પર બનેલી સઘળી વાત અલાદીનને કહી, જે વાંચનાર સારી રીતે જાણે છે.

"પણ જ્યારે તું નામધારને મેં તે ઠેકાણે જોયો ત્યારે હું તારે માટે શું વિચારૂં?" લૈલાએ પુછયું.

અલાદીને જવાબ દીધો, "તેજ ઓરત મને તે જગા પર લાવી. તેણી મને એક વખત રસ્તા પર મળી, અને મને ઘણાજ કાલાવાલા કરી કહયું કે માઇરાએ સર્વે વાત મરતી વેળા તેણીને કહી હતી, અને જે ફરેબ મરનાર મારી સાથ રમી હતી તે તેણીએ તે દાનાવ ઓરત આગળ કબુલ કીધો હતો, વાસ્તે મારે મરનાર માઈરાને માફી આપવી." આ ઠેકાણે અલાદીને પોતા પર બનેલી સઘળી વાત લૈલાને કહી. "વળી કારસના પાશાનો હું ભત્રિજો થાઉં એમ પણ તેણી જાણતી હતી. આપણી વાતના દરમ્યાનમાં મનસુરે જે તબીબ ઓરત વિષે કહયું હતું તે બેશક એજ ઓરત છે એમ હું ધારૂં છું."

"હા, હા, તેજ એ ઓરત છે, પ્યારા અલાદીન," લૈલા બોલી. "તેણીએ પોતે મારી આગળ એ વાત કહી હતી કે અઢાર મહીનાની વાત ઊપર તેણે કકેસસ પર્વતના પેટાંમાં સમાયલા પેલા 'તલિસમાતી બાગ'ની સફર કીધી હતી, અને એક દરદી (આપણા બપાવા શાહા ડેનીયલ) ને તેણીએ સફા કીધો હતો."

આ ઠેકાણે સર્વે વાતનો અરસપરસ ખુલાશો થયો અને જે વળાંમાં તેઓ વીંટલાયલાં હતાં તેમાંથી તેઓ મોકળાં થયાં.

તેઓની વાત ઘણોવાર ચાલી નહીં, તેટલાં મનસુર દાખલ થયો, અને

તેઓની એક અગતની વાતમાં તેના આવવાથી ખલલ પડી. તે બોલ્યો, "માશં મેહેરબાનો, આજનો રોજ તમને મુબારક છે. ચાલો આપણે માંટે સુફરો તૈયાર છે."

આ જયોરજીયન મનસુરને વાંચનારે સારી રીતે ઓળખી લીધો છે. તે ઉંમરે ઘણોજ જઈફ હતો, અને મરનાર શાહા ડેનીયલ જે એક મહીનાની વાતપર તલેસમાતી બાગમાં મરણ પાંમ્યો હતો તેનો ખાસ મિત્ર હતો. ડેનીયલનાં મરણ પછી વફાદાર મનસુર ફકત તલેસમાતી બાગના ભેદનો માલેક થયો. ડેનીયલના હુકમ પ્રમાણે તેણે લૈલા અને અલાદીનને એ ભેદથી વાકેફ કરવા પોતા પાસે તેડાવ્યાં, અને તલેસમાતી બાગના ભેદનો તમામ હેવાલ તથા તેમાં દાખલ થવાના રસ્તાની નિશાણો અને શાહાની હકીકતનો તમામ ખુલાશા સાથે એક હેવાલ લખી એક પરબીડાં મધે બંધ કરી તે ઉપર પોતાની મોહોર કરી પોતાની તીજોરી મધે આ ખુલાશાનું ખત બંધ કીધું, સબબ તેને પોતાની જીંદગીપર ભરોસો નહીં હતો. તે એટલો તો જઈફ હતો, અને પોતાની જઈફીથી તે ડરતો હતો કે લૈલા અને અલાદીનના તીફલીસ મધે આવી પુગવા પહેલાં જો પોતે મરી જાય તો તલેસમાતી બાગની હકીકત વાળા દસ્તાવેજો તેઓના હાથમાં આવે, અને તેથી તેઓ તે છુપા ભેદથી જાણીતાં થાય. આવી મતલબથીજ તેણે પોતાના વિશ્વાસુ નોકર લ્યુનર પાસે કારસ મધે શાહાજાદા અલાદીન અને કુતેઈસ મધે લૈલાપર પોતાની ચીઠીઓ મોકલાવી તેડાવ્યાં હતાં. પણ વાંચનારે જોયું છે, અને હજી પછી પણ યાદ રાખવું, કે ચંડાળ લ્યુનર ફીરીનો આડતીઓ હતો, અને તેણે દગલબાજી કરી હતી તે એજ કે લૈલા અને અલાદીન તીફલીસ જનાર છે, એવી ખબર ફીરી કેહેરમાનને આગમચથી તેણેજ આપી હતી.

# પ્રકરણ સત્તાવીસમું.

## નિમકહરામ ત્યુનર.

ઉપલા બનાવની એક દિવસ આગમચ મધ્યાન બપોરે, સુમારે એક અને બાર વાગાની વચ્ચે એક શખ્સ તીફલીસ શેહેરના ગલીગુંચીવાળા રસ્તાપરથી ઉતાવળે કદમે અને વિચારમાં ઝડપથી ધસયો જાય છે. તે શખ્સ એક ઘરની શોધ કરતો હોય, અથવા તો કોઈએ આપેલી નિશાણી પ્રમાણે તે ઘરને શોધતો હોય, એવી રીતે આસપાસ નજર કરતો હતો. અંતે તેણે એક કંગાલ અને ગરીબ મકાન શોધી કાહાડયું, અને તેના દરવાજા ઠોકયા; એક ઓરતે તે દરવાજા ઉઘાડયા, પેલો શખ્સ તરતજ અંદર દાખલ થયો, અને દરવાજા તેની પાછળ બંધ થયા. પેલી ઓરત તેના કેહેવાથી તેને એક માણસ આગળ લઈ ગઈ. આ બીજો શખ્સ તદ્દન વિચારના વમલમા ગોતાં ખાતો હતો. તેણે પોતાની ડોકી નીચી નાંખી હતી, તેથી પેલા પેહેલવાનને તે તરતજ જોઈ શકયો નહીં. પેલી ઓરત તેઓને એકલા મુકી ચાલી ગઈ.

આ શખ્સનાં પગલાંના અવાજથી પેલાએ તેની તરફ જોયું, અને જોતાંને વારજ તેણે એક પોકાર કીધોઃ—"દુર રહે, મારી નજર આગળથી, બેવફા, નાફરમાન! તારે લીધે હું આવી મુશીબતોનો ભોગ થઈ પડયો છું; જો મારો હાલ. એ બધું મને તારે લીધે ખમવું પડ્યું છે."

"આવી રીતે મારી ઉપર તોહોમત મુકવું નહીં," પેલો શખ્સ નરમાશથી ધીમે અવાજે બોલ્યો; "અને મારી વફાદારીને આવો ડાઘ લગાડવો નહીં જોઈએ. તને જે ખમવું પડે છે તે મારે માટે નહીં, પણ તારા હિચકારા અને નામરદ માણસોને લીધે છે, કારણ તેઓ અલાદીનની સામે ટકી શકયા નહીં, અને જે વધુ સીતમનો ભોગ તું થયો છે, તે તારી કમનશીબ ઓરત મારીશાનાં મરણથી."

"ખાક પડો તેનાં નામ ઉપર! તેણીએજ મારૂં કામ ઉંધુ મારયું છે. તેજ ચંડાળે, તેજ ગુન્હેગારે પેલી વીટી લૈલાને પાછી આપી મારા મનની મુરાદના કોટને તોડી પાડી જમીનદોસ્ત કીધો છે; અને ખરા બાગેબહેસ્તની ચાવી, જે મેં મારી જીંદગીના જોખમે મેળવી હતી, તે તેણીએજ પાછી

જાણીજોઈને ગુમાવી દીધી છે. હા! જીવતાં જીવત પોતાની જીંદગીમાં તેણી નિમકહલાલ અને વફાદાર હતી, પણ મરતી વખતે તેણી નિમકહરામ અને બેવફા થઇ."

"ભુલ છે તારી, એ બાહાદુર નર. તેણી જાણતી હતી કે જાલમ જમ સેહેજ વારમાં તેણીના નાજુક જીવનો શિકાર કરનાર છે, અને ત્યારપછી તે વીંટી તેણીને નકામી થઈ પડવાની છે એટલુંજ નહી, પણ જે પ્રપંચોમાં તેણી મદદગાર થઇ હતી તેના દોષમાંથી મુક્તિ પામવા અને લૈલાની માફી મરતી વખતે મેળવવાને ખાતરજ તે વીંટી તેણીને આપી તેણીની દયા અને માફીને શરન થઈ હશે."

"બેશક તારૂં કહેવું ખરૂં છે," પેલાએ ઊંડો વિચાર કરી ઘણેવારે જવાબ દીધો; "જે મને પોતાના અંતઃકરણથી ચાહાતી હતી તેને આવી રીતે તેણીનાં મરણ પછી ઠપકો આપવો નહીં ઘટે. પણ હું શું કરૂં; મારો નાશ થયો છે; હું લાચાર થયો છું. અફસોસ! ગરીબ પણ પ્યારી માઇરા, મને માફ કરજે! પણ છટ," તેણે પાછો પોતાનો વિચાર ફેરવીને કહયું, "મારે એવી રીતે એક ઓરતની માફક નબળાઈ દેખાડવી નહીં જોઇએ."

વાંચનારે જાણી લીધું હશે કે આ બે બેગાનામાંનો એક લુટારાનો સરદાર ફીરી કેહેરમાન છે અને બીજો જુવાન પેલો નિમકહરામ લ્યુનર છે.

"પણ લ્યુનર," ફીરી બોલ્યો, "જો પેહેલેથીજ તેં મારૂં કહયું કીધું હોત તો માઇરા મરતે નહીં, અને આજે મારી આવી હાલત થતે નહીં. અફસોસ કે તું સમજયો નહીં. મનસુરે જે પેગામ અને વીંટી અલાદીન અને લૈલા પર તારી પાસે મોકલાવી તે તું મને આપતે તો માઇરા લૈલા, અને હું અલાદીન બની મનસુરની હજુર જતે, અને ત્યારપછી આહા! તલેસમાતી બાગનો ભેદ જાણી લેતે."

હા, એ વાત ખરી છે. વાંચનાર, ફીરીએ લ્યુનરને તેમ કરવા કહયું હતું પણ લ્યુનર જાતે હિચકારો હોવાથી તેણે પેલી વીંટીઓ અને પેગામો ફીરીને આપ્યા નહીં. ફીરી જાણતો હતો, અને એ વાત ખરી હતી, કે લૈલા અને અલાદીનને મનસુરે કોઇ દિવસ પણ નજરે નજર જોયાં નહીં હતાં, અને તેથીજ તેણે એવી હિંમત કરી હતી.

"અફસોસ! મારી ભુલ થઇ," લ્યુનરે જવાબ દીધો. "પણ સરદાર, માઇરાને દફન કીધી?"

"તેણીનાં મરણ પછી તેણીની સખીયો તેણીની લાસને દફન કરવા તીફલીસમાં તેણીનાં સગાંને ઘર લઈ ગઈ," ફીરી દુઃખદાયક અવાજે બોલ્યો. "હું કમબખ્ત થોડીજ પળ તેણીની લાસ આગળ ઘુંટણપર પડ્યો હતો; મને તે જગા તરતજ છોડવી પડી હતી; સબબ, રખે મને કોઈ જોઈને પકડી કાહાડે. મરનારે મારી મોહબ્બતને ખાતર પોતીકું વતન છોડ્યું હતું. આજ સાંજરે મારી મનમોહન માઈરાને દફન કરવામાં આવશે. મેં મારો છેલ્લો સેજદો તેણીને કીધો છે, અને હવે મારાથી તેણીની દફન કરવાની ક્રિયામાં સામેલ થવા નહીં જવાય એવું છે. તેણી મરી ગઇ છે, પણ મને મારી ગઈ છે; તેણી સુખી થઈ છે, પણ હું દુઃખી થયો છું."

"સરદાર, બનવાના જે બનાવો તે બન્યા વગર રેહેતા નથી. હવે બનેલી વાતપર ખ્યાલ કરવો નહીં, પણ બનવાની વાતપર વિચાર કરવો જોઈએ."

"મેં પેહેલથી કહ્યું કે હું લાચાર બન્યો છું; મારો નાશ થયો છે. અલાદીનની શમશેરથી મારાં માણસો બિહિધાં તે બાબદ મારી અને તેઓ વચ્ચે મીનાકિસો થયો. ખાઝી જે મારો જમણો હાથ હતો તે મારાથી ફરી બેઠો છે. મારાં માણસોએ અપમાન સાથે મને જાહેર કીધું છે કે મારી સરદારી તેઓ ધિક્કારે છે. તેઓએ મને તુચ્છાકરી કહાડ્યો; મને નામરદ કહ્યો; અને અંતે મને તેઓની ટોળામાંથી બાતલ કીધો છે."

"ખરેખર આ એક કીનો લેવાજોગ બાબદ છે," લ્યુનર બોલ્યો.

"હા, હા, કીનો! બેઉ બાજુ મારામાં કીનાએ વાસો કીધો છે." ફીરી ઝનુની થઇ બોલ્યો. "પેહેલા કીનો અલાદીનપર અને બીજો ચંડાળ ખાઝી ઉપર પણ શુકર ખોદાના, કે તે ચંડાળોની ટોળીમાંથી ફક્ત 'જમઝત' મારી સાથે નિકળી આવ્યો છે, અને તેઓની સરદારી હવે ખાઝી ચલાવે છે."

"ત્યારે, સરદાર, તારો હવે શું વિચાર છે?"

"કીનો, બસ કીનો. કીનાને ખાતર હું મરીશ. કીનામાં મારી ઉંઘ ગઈ છે, અને કીનામાંજ મારી ભુખ પણ ગઈ છે. લ્યુનર, મારો પેહેલો વિચાર ખાઝી અને તેનાં માણસો ઉપર કીનો લેવાનો છે; પણ એ સઘળું કરવા સારૂં મારી પાસે માણસો અને ઉંચી જાતવાળા કદાવર ઘોડા અને હથિયારો જોઈએ, અને એ સર્વેને સારૂ સોના અને રૂપાના શિક્કા જોઈએ છે."

"બેશક સોનું રૂપું તો જોઈએ," લ્યુનર બોલ્યો.

"પણ તું શું ખબર લાવ્યો છે ?" ફીરીએ પુછ્યું.

"ઘણીજ સારી," ત્યુનરે જવાબ દીધો "થોડા દિવસની વાત ઉપર મારા શેઠ મનસુરના દિવાનખાનામાં હું કાંઇ કામસર ગયો હતો ; એકાએક મારી નજર મેજ ઉપર પડેલા કાંઈ દસ્તાવેજો ઉપર પડી મેં તે દસ્તાવેજો વાંચવાની હિંમત કરી નહીં, પણ તેમાં નજર કરી તો મારી અજાયબીનો શું પાર ! સરદાર, તે દસ્તાવેજોમાં મેં તલેસમાતી ગુલીસ્તાનનું બ્યાન લખેલું વાચ્યું. મેં તે કિંમતી કાગળો લેવાની હિંમત કરી નહીં, તેમજ તમામ હેવાલ વાંચવાની કોશેશ પણ કરી નહીં, પણ ફકત થોડા બોલો વાંચ્યા. તેમાં લખ્યું હતું કે—' નીચે અને નીચે છેક ઊતરતાં જમના હાથ ઉપર બે માલમ અંધારો કોહો માલમ પડશે તેમાં જવાને ડરવું નહીં. તે કોહાની ડાબી બાજુ ઉ—' એથી વધુ વાંચવાની મેં હિંમત કરી નહીં કે રખે મનસુર આવી લાગે. સરદાર તું વિચાર કર કે—"

"બસ, બસ," ફીરી વચમાં બોલી ઉઠયો; "તે જડાવદાર જીનેસ્તાન, તે ગુલઝાર ગુલીસ્તાન આપણે મનથી ગુજરી ગયું છે. એટલુંજ જાણીને સંતોષ પકડશું કે તેની હસ્તી કાકેસસ પર્વતોનાં પેટ્રાંમાં સમાયલી છે. હવે એ વાતની વધુ યાદ નહીં કરવી ; પણ મારૂં ગયલું રાજ મને પાછું મળે એટલુંજ હું ઇચ્છું છું. શેહેરમાં મારાથી કેમ રેહેવાય? સરકારી અમલદારો અને તીફ્લીસના સત્તાવાળાઓ મારા લોહીના પ્યાસા છે. હવેતો મારી જુની જીંદગીજ હું ભોગવું એટલે બસ છે. પણ તે કેમ બને; જર વગર હું લાચાર છું."

"જેટલું સુનું રૂપું જોઇએ તેટલું પુરૂં પાડવાની હું કબુલાત આપું છું પણ તે લેવા માંટે તારે હિંમત અને જોખમ ખેડવો જોઇશે."

"હું તૈયાર છું, અને તારી સાથે તારા જાનનો જોખમ પણ હું મારે સર લઉં છું," ફીરીએ કહ્યું.

"ઠીક છે ત્યારે. નિમકહલાલ જમઅતની પણ મને જરૂર પડશે," ત્યુનરે કહ્યું.

"તે પણ બની શકશે. આજ સાંજરે તે મને આવી મળશે," ફીરી બોલ્યો.

"ત્યારે તો ઠીક ; સાંભળ, બરાબર કાલે રાતે બાર વાગે મનસુરના મેહેલના બાગમાના પાછળા દરવાજા આગળ તારે જમઅત સાથે આવવું. હું તે વખતે તે જગાપર હાજર રહીશ. તારે દરવાજાપર ત્રણ ટકોરા મારવા,

એટલે દરવાજા ઉઘાડવામાં આવશે, અને ત્યારપછી જે પણ કરવું છે તે હું કરીશ ."

"ઠીક છે," ફીરીએ કહયું; "તારા કેહેવા પ્રમાણે હું કરીશ, પણ મ્હેરબાની કરી તું શું કરવા માંગે છે તે મને જણાવશ ? "

"હા, તે સઘળી વાતનો ખુલાશો હું તને કહું તે ધ્યાન ધરી સાંભળ." એમ કહી તેઓ બંને જણે કાંઈ લાંબો વખત સુધી વાત કીધી.

આસરે સાંજના પાંચ વાગાને અમલે ત્યુનર ફીરીને છોડી પોતાના શેઠ મનસુરનાં મકાન તરફ જવાને બદલે શેહેરની બહાર ઝાડો અને વેલાઓની ઘટા વચ્ચે આવેલાં એક એકાંત પણ બુલંદ મકાન આગળ જઈ તેના દરવાજા ઠોકવા લાગ્યો; એક બુઢા તુર્કીએ આ બુલંદ મકાનનો દરવાજો ઉઘાડયો, અને ત્યુનર આ બીજાં મકાનમાં દાખલ થયો, અને દરવાજા તેની પાછળ બંધ થયા.

એક વખત તો, વાંચનાર આપણે ત્યુનરને ફીરીનાં છુપાં મકાનનો દરવાજો ઠોકતાં જોયો છે. હવે આ કોનો દરવાજો છે અને આ બુલંદ મકાન કોણનું છે તે આપણે થોડા વખતમાં જોઇશું.

---

## પ્રકરણ અઠાવીસમું.

### આશુકોની મહેફલ.

એ મકાન એક પરસ્તાનની પરીઓ અને હુરીઓના માળા જેવું હતું.

ત્યુનર જેવો દાખલ થયો તેવીજ તેની નજર એક દજનથી વધારે ખુબસુરત છોકરીઓ પર પડી. તોપણ તે વધારે અજાયબ બીલકુલ થયો નહીં, સબબ તે જાણતો હતો કે જે મકાનમાં તેને જવું હતું તે પરસ્તાન કરતાં પણ વધારે ખુબસુરત પરીઓથી ભરપુર છે.

આ ખુબસુરતીનાં પુતળાં સરજમીન ઉપર આદમીની અક્કલને હેરાંન અને પરેશાંન કરવા બસ હતાં. તેઓમાંની દરએક પુતળી પોતાની જુવાનીનાં જોબનમાં છળકાતી હતી; તેઓની છાતી અને કમ્મરનો બાંધો ખુબસુરતીનાં

નામને જેબ દેતો હતો; તેઓની ચક્ષુઓમાં થતા રંગના ફેરફારો નીમાશામને વખતે આકાશ પર થતા રંગોના ફેરફારોને શરમાવતા હતા; અને તેઓના પગની ઘુંટીની ઉપરનો ભાગ સંગેમરમરની સફાઈથી પણ વધારે ચહડતો હતો. આ ખુબસુરતીથી ભરાઈ ગયલી માશુકોના બજારમાં મોંગરેલીયન, આઈમેરીશીયન, સીરકાશીયન, જ્યોરજીયન, અને દાગીસ્તાન માંહેલા 'શામીલ' મુલકોમાંનાં વસનારાં હતાં.

આ પરીઓનાં મંડળમાં લ્યુનરે પોતાની ચંચળ નિગાહથી જોઈ લીધું, અને તેઓની ખુબસુરતી ધ્યાનમાં રાખી ત્યાંથી આગળ ચાલ્યો, અને એક બીજું દિવાનખાનું જે આ પરીઓનાં દિવાનખાનાની બરાબર પાસે અને સાંમે હતું તેમાં દાખલ થયો. આ નવાં દિવાનખાનામાં એક મધ્યમ ઉમ્મરનો જુવાન અને દેખાવડો તુર્કી મુસલમીન હુક્કો પીતો પીતો બેફિકરાઈથી પોતાને માંટે બનાવેલી એક ખાસ બેઠક પર અઢેલીને બેઠો હતો; તે એટલો તો તેના હુક્કાની ગલાની અને ખુશ કેફમાં પડેલો હતો કે તેણે તેની કેફમાં પોતાની આંખો અરધી ઢાંકી હતી, અને તેથી લ્યુનર તરફ તેણે બેપરવાઈની નિગાહ વટીક કરી નહીં; સબબ તે જરા મગરૂર પણ હતો. લ્યુનર તરફ તે નિગાહ કરે તે આગમચ તે આગળ જઈ બોલ્યો, "સલાંમ આલિકુમ, મુસ્તફા યાકુબ," એમ કહી તેણે નમીને આદાબથી સલાંમ કરી, તેવીજ પેલાએ પોતાની નજર ફેરવી.

"વઆલિકુમ સલાંમ," એમ કહી પાછો તે હુક્કો પીવા પડયો; અને લ્યુનર એક ખુરસી પર બેઠો. જો કે આ મુસલમીન સાથે આગળ કોઈ વખત મુલાકાત થઈ નહીં હતી તોપણ લ્યુનર આ મુસલમીનનો સ્વભાવ જાણતો હતો. લ્યુનર ગુપચુપ બેસી રહયો. છેવટે મુસ્તફા યાકુબ બોલયોઃ—

"કેમ, શી ખબર છે?"

"જાણવા જેવી નવી ખબર તો કંઈ નથી," લ્યુનરે કહયું. "અલ્લાહ તને સલાંમત રાખે!"

"ઠીક, ઠીક;" જાણે કેટલીક પીછાન હોય તેમ તે બોલ્યો, અને પોતાનો હુક્કો પીવા મંડયો. "કેમ, હાલ તું કયાં છે?"

"હું મનસુરને ત્યાં નોકરી છુ," લ્યુનરે કહયું.

"મનસુઊઊઊર; અંહં: મનસુર, તીફલીસનો મોટો સોદાગર. તેની પાસે તો ઘણી દોલત છે, અને તેના દીકરા દીકરી તો બધાં પરણેલાં છે નહીં?

અને વળી તેઓ તો હિંદુસ્તાનમાં જુદે જુદે ઠેકાણે પોતાનો ધંધો રોજગાર ચલાવે છે. હું ઓળખુછું, ઓળખુછું; તેનો સીતારો હાલ ચઢતો છે. તે તો ખ્રિસ્તિ છે."

"ત્યારે મનસુરને તું ઓળખે છે," લ્યુનરે કહયું. "હવે મારે એમ કહેવું છે કે હાલ મનસુરના મહેલમાં એક ઓરત રહે છે, જેની ખુબસુરતીની તારીફ કરવાને હું તદન અશકત છું. તેણી સત્તર વરસની, ફીરેસ્તાઇ રૂપની અને પરીની શીકલની છે, અને તેની બરાબરી કોઇપણ કરી શકે એવું મને લાગતું નથી."

"જો, જો પેલાં દિવાનખાનામાં," મુસ્તફા બોલ્યો, "પેલી પરીઓનું મંડળ." એમ કહી પેલી પુતળીઓ તરફ જોવાને સારૂં લ્યુનરને આંખની ઈશારત કરી. "શું તેઓમાં એક પણ એવી નથી જે તેનાથી વધારે સરસ હોય?"

"જો તે જુવાન મીંગરેલીયન, જે હાલ મનસુરનાં મેહેલમાં વસે છે તેને નહીં જોઇ હોત, તો ખચીત પેલી જુવાન પુતળી જેણી પોતાનાં પહેરણના બંધ છુટા મુકી બેશરમીથી બેઠી છે તેણીને હું વધારે પસંદ કરતે, અને તેમજ બીજી ઓરતો જે તેણીની આસપાસ બેઠી છે તેઓની હરીફાઈ કરવા દુનિયામાં કોઇ પેદા પડેલું નથી એમ બેશક કેહેતે. ખરૂં પુછાવે, નામદાર મુસ્તફા, તો જેને સારૂં હું કહું છું તેની આગળ પેલી સર્વે પુતળીઓ પાણી ભરે છે."

"ફરીથી તેઓ તરફ જો, જુવાન," મુસ્તફા જરા ગંભીરાઇથી બોલ્યો; "અને પછી મને કેહે કે તું સીફત અને સરાગતથી તેણીને સારૂં વાત કરેછે કે નહીં."

"મેં બરાબર તેઓને જોઇ છે," લ્યુનરે ઉત્તર વાળ્યો; "હું સોગન ખાઇને કહું છું, હઝરત મુસ્તફા, કે ચાહે તેવી તેઓ ખુબસુરત છે, પણ મનસુરના મેહેલમાં વસનારી ઓરતની બરાબરી તેઓ કરી શકતી નથી."

"જ્યારે તું એમ હિંમતથી કહે છે ત્યારે મને માનવાની ફરજ પડેછે; પણ જો, પેલી છોકરી જે હસે છે તેના પરવાળાં જેવા હોઠ જોયા, અને પેલી બીજીનો ફરાખ સીનો જોયો? અરે પેલી જો, પેલી, તેણીના વાળ કેવા સરસ છે! અને પેલી પીળી સાટીનના કબજા વાળીના ગાલ જોયા? શું યાર તું પણ ટકા ચહડાવી વાત કરેછે. મારી પાસે જેવી નાજનીનો છે તેની બરાબરી કોઇપણ કરે એ વિષે મને મોટો શક છે. મારી પાસે દરેક જાતની

અને ઓબાદની નાજનીનો છે, અને આજે ઇયા કાલે જેની આવવાની વકી છે તે 'ઇટાલીયન' છે. ફકત તે જો મળે તો મારો બહેરો પાર! તેણી એવી છે કે ભલી ભલી નખરાંબાજ અંગ્રેજ ઓરતોની ખુબસુરતીને ટક્કર મારે."

"એ વાત સરવે ખરી છે," ત્યુનરે ટુંકમાં પતાવ્યું. "પણ જનાબ મુસ્તફા એ સઘળી તારીફ તું માણસ જાતની કરે છે, અને હું તો એક પીરેસ્તાઈ ખસલત અને ખુબસુરતીની વખાણ કરૂં છું. તે તે એક તેજ છે, તેનું તેજ આફતાબનાં તેજને ઝાંખ લગાડે છે. તેણી ચાર પાંચ તો ભાષા બોલે છે; ગાયણ ગાવામાં તે ગવૈયાને ટક્કર મારે તેવી છે; ચિત્રકળાની તેણે સમપુર્ણ કળા હાંસલ કરી છે; અને સાધારણ ગ્નાન, ઇતિહાસ, તથા કવિતા વગરેગે બીજી બાબદમાં તે પરીપુર્ણ છે."

"અલ્લાહ માલીકે–જેહાન છે, અને તેની કરામત ન્યારી છે," મુસ્તફા યાકુબ ખુશીમાં આવી બોલ્યો.

"તેનું નામ 'લૈલા' છે, અને કુદરતે તેણીને જે અજાયબ જેવી ખુબસુરતી બક્ષેલી છે તેથી તેણી અતિશય મગરૂર રહે છે. તેણી મગરૂર છે એટલુંજ નહીં, પણ પોતાને મીંગરેલીયાની શાહાજાદી લૈલા સમજે છે."

ત્યુનરે લૈલા તરફ પેહેલો ફરેબ રમવાનો શરૂ કીધો. તે જાણતો હતો કે લૈલા મીંગરેલીયાની શાહાજાદી પોતે છે, તે છતાં પોતાની મતલબને ખાતર આવી રીતે મુસ્તફાને ખોટું સમજાવી દીધું.

"ઓહો," મુસ્તફા ખુશી સાથે મશ્કેરીમાં બોલ્યો? "તેણી ભલે પોતાને મીંગરેલીયાની શાહાજાદી સમજે; તેમાં શું થયું?"

"મારા માલેક મનસુરે તેણીના આ દીવાના ખયાલોને સારૂં ઘણું સમજાવ્યું," ત્યુનર બોલ્યો, "પણ સઘળું ફોકટ. નામદાર મુસ્તફા, તું પોતે દાનાવ છે; તું પોતેજ ખ્યાલ કર. આ લૈલા જો ખરેખર મીંગરેલીયાની શાહાજાદી લૈલા હોય, તો તીફલીસના વેપારીને ત્યાં શું કામ ઉતારો લેય?"

એમ કહી ત્યુનર પોતાની ખુરસી ઘસડીને મુસ્તફાની બેઠક આગળ લઈ ગયો, અને લગભગ અરધો કલાક તેની સાથે વાત કરી બંને જણ સમજુતી પર આવ્યા. આખરે મુસ્તફાની સાથે ત્યુનર કાંઈ ગોઠવણ કરી છુટો પડયો, અને આ પરીઓનાં મંડળમાંથી બહાર નિકળી મનસુરનાં મકાનનો રસ્તો લીધો.

વખત વહી ગયો; મુસ્તફાથી ત્યુનર છેક સાંજના છુટો પડયો, અને

તે પોતાનાં ધારેલાં કામની ગોઠવણ માંટે મનસુરના મેહેલમાં ફરતો રહયો. રાતના બાર વાગાને સુમારે તે ધીમે કદમે ફીરી કેહેરમાનને આપેલાં વચન પ્રમાણે બાગમાં જઈ પાછળા દરવાજા આગળ ઉભો રહયો, અને તેટલાં કોઈનાં પગલાંનો તેણે અવાજ સાંભળ્યો; થોડા વખતમાં ત્રણ ટકોરા દરવાજા ઉપર તેણે સાંભળ્યા. ત્યુનરે દરવાજો ઉઘાડયો, અને લડાયક પોશાકમાં ફીરી કેહેરમાન અને તેનો બહાદુર પણ વફાદાર મિત્ર જમઝત દાખલ થયા. ત્યુનરે દરવાજા બંધ કીધા, અને તેની ચાવી ફીરી ના હાથમાં આપી, બંને જણાને ધીમે કદમે પોતાની પાછળ મેહેલમાં આવવાની ઈશારત કરી પોતે આગળ ચાલ્યો.

---

## પ્રકરણ ઓગણત્રીસમું.

### ચંદનીમાં ચોર.

આ વખતે ચાંદરણી રાત હતી.

“ હું નીચેથી આ દરવાજે તને ટેસ મારી ઊંચકી આપું છું ; તું તેને બીજાગરાંમાંથી ઢીલા કરી ઉતારી પાડજે ; સંભાળજે, વજનમાં ભારી છે.”

“ ફિકર નહીં, તું તપાશીને ઊંચકજે, અવાજ નહીં થાય, નહીં તો તે જાગી ઉઠશે. ”

“ ઠીક છે, તમો બંને જણ તપાશીને સાવધ રહી કામ કરજો. સરવે વાતની ગોઠવણ મેં મુસ્તફા યાકુબ સાથે મળીને કરી રાખી છે. હવે હું બાગમાં પાછો જાઉં છું.”

નિમકહરામ ત્યુનર પાછો ધીમાં કદમે બાગ માંહેલાં ઝાડોની ઘટામાં જઈને સંતાયો, અને ફીરી કેહેરમાન તથા જમઝત દરવાજો ફાડી મેહેલમાં ઘુસવાની કોશિશ કરવા લાગ્યા. થોડી પળમાં તેઓ પોતાની કોશિશમાં ફાવ્યા, અને મેહેલ માંહેલા ચોકમાં દાખલ થઈ લૈલાનાં દિવાનખાનાના દરવાજા બહાર ઉભા રહી ચીમાઈને જોવા લાગ્યા.

ફીરી કેહેરમાનને આ વખતે ખરેખર એક ભારી જોખમનું, હિંમતનું અને કૌવતનું કામ કરવું હતું, અને તેથી તેને સાવચેત અને દરેક વાતે હુશિયાર રેહેવું પડતું હતું.

પેલી ખુબસુરતીની શાહાજાદી લૈલા કોચની ઉપર બેભાન પડી હતી. ગરમીની આ મોસમ હોવાથી મેહેલની હેઠળના દરવાજા મજબુત રીતે બંધ કરી, બેફિકર પેહેરણના બંધ ખુલ્લા મુકી, આપણી જુવાન લૈલા ભર ઉંઘમાં પડી હતી, અને તેથીજ રીતે તેણીની બે સાહેલીઓ ઝઇદા અને એમીના પણ લૈલાની આસપાસ છતર પલંગ ઉપર નિર્ભયપણે નિંદ્રાવશ થઈ હતી.

ફીરી કેહેરમાન અને જમઝત આ દેખાવ જોવાને જરા પણ ઊભા નહીં રહયા; તેઓ ધીમે કદમે દિવાનખાનામાં દાખલ થયા. ફીરી કેહેરમાને પોતાનાં ગજવામાંથી એક નાની સીસી કાહાડી, અને લૈલાનાં નાકની આગળ જરા દુરથી તેણી જાગી નહીં ઉઠે અને તેણીને જરા પણ ખબર નહીં પડે તેવી રીતે પકડી તેણીના ગુલાબી રૂખસારની લાલી ઉપર નિગાહ કરવા લાગ્યો. એક બે પળમાં લૈલાના ગુલાબી ગાલ જે ગુલાબ જેવા પમરી અને ખીલી રહ્યા હતા તે કરમાઈ ગયા, અને તેણીનો ચેહેરો ઉજળો પુની જેવો થઈ ગયો.

સીસી માંહેલી બેહોશ દવાનો આવી રીતનો કાયદો જોઈ ફીરીએ તેના સાથી જમઝતના હાથમાં તે સીસી આપી ઈશારતમાં તેનો ઉપયોગ પેલી બે નારો ઊપર કરવા કહયું. હવે ઝઇદા અને એમીનાને બેહોશ કરવા જમઝત ગુતાયો, અને કઠણ છાતીનો ખુની ફીરી કેહેરમાન નાજુક બદન લૈલાનાં શરીર પરનો પોશાક જે ખુલ્લો હતો તેને વીટાળવા લાગ્યો.

કેવો દેખાવ! આ બે ખુનીઓ પોતાનું કામ બેધડક કરયા જાયછે અને તેપણ મનસુરના મહેલમાં.

છેવટે, ઝઇદા અને એમીનાપર બેહોશીએ પુરતો ગલબો કીધો એવું જયારે ફીરીએ જોયું ત્યારે તેણે પોતાની મજબુત ખાંધ ઉપર લૈલાને આસા-નીથી લીધી, અને ધીમે અને આસ્તે કદમે દાદર પરથી ઉતરી ચોકમાં થઇ પેલા ભાંગેલા દરવાજામાંથી બહાર પડી આગળ ચાલવા માંડ્યું.

શું જુલમ! એક નાજુક ફુલને આ ચંડાળ ગુરીલા ધરફાડુઓ કેવી નિર્દય રીતે કચડી નાંખે છે. આ પરીપેકર નારના નાજુક જીવની પણ આ ખુની કસાઈને કદર નથી કે તેણીનાં જાનને હાની પુગશે.

નિર્દયતા ! તારૂં જીગર લોખંડી છે; તારૂં દિલ પથ્થરનું છે, તારૂં તન બે-રેહેમ છે; તારૂં હૈયડું એટલું તો કઠણ છે કે પાણીના ધોધના આકારમાં જો ચશ્મોમાંથી નિર્મળ નીરની નેહેર ચાલુ રાખી હોય તોપણ તું તારી કઠણતા છોડી નરમ બનતું નથી, તો ફીરી કેહેરમાન કેમ બને ?

---

## પ્રકરણ ત્રીસમું.

### બાગમાં થયલું ખુન.

લુનર બાગ માંહેલા એક ઝાડની આગળ ઉભો રહી ફીરી અને જમઝતની રાહા જોતો હતો, તેટલાં સાંમેની બાજુપરથી કોઈનાં પગલાંનો અવાજ તેના કાનપર પડયો. આ અવાજથી તે ઘભરાટમાં પડયો, અને એક બુલંદ ઝાડનાં મસ્ત થડની પાછળ સંતાઇ ગયો. તે સંતાયો હતો પણ તેનું અંતઃકરણ બિહિતું હતું. આ પાપીનું પાપ ગોયા તેનો દુશ્મન થઈ લાગ્યો હતો. આ વખતે તે ધ્રુજવા લાગ્યો, અને તેણે પોતાની હાલત 'સુળી વચે સોપારી'ના જેવી જોઈ. હજી તો ફીરી અને જમઝત મેહેલમાંથી તેને પાછા આવી મળ્યા નથી, હજી તો જે કામ તેને પાર પાડવાનું છે તેની શરૂઆત થઇ છે, તેટલાંમાંજ આ બીજા નવા આદમીનાં પગલાંથી તે નિરાશ અને આશાભંગ થવા લાગ્યો. પણ નિરાશ થવાથી તેને માંથે આવેલું સંકટ વહી જાય, તો તે ખુશી થઈને રેહેતે, પણ તેનો જાન જોખમમાં હતો. લેલાને સારૂ મુસ્તફા યાકુબ સાથે કરેલી તેની ગોઠવણ જાહેર પડે, અને આ નવા પગલાંનો અવાજ કરનાર મેહેલમાં દાખલ થતો ફીરી અને જમઝતને જોય, અને તરતજ મેહેલમાંથી વધુ મદદ મેળવી તેઓને પકડે, તો લુનરનું શું થાય ?

વળી, વાંચનાર જાણે છે તેમ, લુનર ઉપર લૈલા પેહેલથીજ શકની નજરે જોતી હતી, અને તે લુનર પોતે પણ સમજતો હતો, ત્યારે તે પોતે આવે સમે શું વિચારે ? આ સર્વ તુરંગો તેનાં મગજમાં એક પળ વારમાં આવી ગયા. તેણે કેવી રીતે પોતાના કામના વિચારમાં આગળ ચાલવું તેનો ખ્યાલ કરે તે આગમચ તેણે તેજ બાજુથી કોઇનો અવાજ સાંભળ્યો:

"આજ રાતે મને ઉંઘ કેમ નથી આવતી વારૂં? આજની મારી આખી રાત બેકરારીમાં ગઈ છે, અને કોઈ અચાનક આફતની આગાહી મારાં મગજપર છાપ મારે છે. ખરેખર આજના જેવી મારી રાત અગાઉ કોઈપણ વખત ગઈ નથી, તોપણ આ આંદરણી રાતમાં બાગની સયેર મન અને તનને પુરતી આસાયસ આપશે. પણ રાત વહી ગઈ હોય એમ દીસે છે; બેહેતર તો એ છે કે મારે હવે સુઈ જવું."

લુનરે આ અવાજ બરાબર પારખ્યો. હવે તે અવાજ જે બાજુપર તે છુપાયો હતો તેજ તરફથી પાસે આવતો ગયો, અને આખરે લુનરની નજર તેના શેઠ મનસુર ઉપર પડી.

એવી રીતે મનસુર પોતાનાં મગજમાં ભમતા ખ્યાલો પોતાના દિલને જાહેર કરતો જે જગાપર લુનર સંતાયો હતો તેની પાસથી આગળ ચાલી ગયો. સાતથી દસ કદમ તે આગળ નહીં ચાલ્યો તેટલાં ગુલછડીના ઊંચા ઝાડની ઘટામાં તેણે બે શખ્સો (ફીરી અને જમઝત)ને છુપાતા જોયા, અને તેમાંના એકની ખાંધ ઉપર કાંઈ બોજો લાધેલો જોયો. મનસુર તરતજ ઉભો રહી ગયો, તોપણ હિંમત કરી તેઓ તરફ આગળ વધીને જોયું તો એક માણસને તેની ખાંધપર બેહોશ હાલતમાં પડેલું જોઈ તેણે એક ચીશ પાડી.

ભુખ્યો શેર જેમ એક ગરીબ મેંઢાપર જેટલી ઝડપમાં તુટી પડી તેનો ભક્ષ કરે છે તેટલીજ બલકે તેના કરતાં પણ વધારે ઝડપથી જમઝતે એકજ કુદકો મનસુર ઉપર મારયો.

એકુજ પળનું તે કામ હતું. એકુજ પળમાં મનસુર જમીન ઉપર પટ-કાઈ પડયો, અને એકુજ પળમાં તેણે પોતાનો પ્યારો પ્રાણ પોતાના પેદા કરનારને સ્વાધીન કીધો.

જમઝતે પોતાના લોખંડી હાથે તેનું ગળું એવું તો મજબુતીથી પકડયું કે તે બુઢો મરતી વખતે પોતાની ચીશ આ દુનિયાને સંભળાવી શકયો નહીં, અને એકુજ પળમાં પેલા ખુનીના તેજદાર ખંજરનો તે ભોગ થઈ પડયો.

આ ચંદનીમાં મનસુરે મરતી વખતે જો આ દુનિયામાં તેના ખુની શિવાય કોઈને પણ સેજદો કીધો હોય તો તે ફકત પેલા ખુનીનું ધારવાળું ખંજર હતું.

લુનર આ સર્વે બનાવ જોઇ અરધો બેહોશ થઈ ગયો; સબબ તે જાતેજ હિમ્મકારો હતો. તે પોતે હવે ખ્યાલ કરવા લાગ્યો કે આ ભયંકાર બનાવનું મુળ કારણ હું પોતેજ છું. તેની આંખ આગળ તેની શેઠનાં થયલાં ખુનની

કાંઈપણ દરકાર કરયા વગર પોતાના ખ્યાલમાં બાહાવરો બની મેહેલમાં વગર વિચાર કરવે દાખલ થયો ; અને પોતાનાં દિવાનખાનામાં જઈ બાગમાં બનેલા બનાવપર વિચાર કરવા લાગ્યો. થોડોવાર તેણે વિચાર કીધો, અને પાછો બાગમાં જ્યાં મનસુર મુવેલો પડેલો હતો ત્યાં ગયો અને તેના બદન પરનો પોશાક તપાસવા લાગ્યો. છેવટે તેણે ચાવીનો એક નાનો ઝુમખો તેમાંથી કાહાડયો, અને તે મેહેલ તરફ ઉતાવળે પણ ધીમે કદમે ચાલ્યો.

હા ! હા ! નિમકહરામી, તારી હદ કયાં રહી ! બેવફાઈ, તારી કેવી ચલણ !

ત્યુનર મનસુરની ચાવીઓનો ઝુમખો લઈ મનસુરનાં દિવાનખાનામાં દાખલ થયો, અને તેની તીજોરી ઉઘાડી કિંમતી દસ્તાવેજો મુકવાનું ખાનું ઉઘાડયું, અને તેમાંથી પેલા તલિસમાતી બાગમાં દાખલ થવાના હેવાલવાળો દસ્તાવેજ જે તેણે મનસુરનાં દિવાનખાનામાં થોડાં અઠવાડીયાંની વાત ઉપર વાંચ્યો હતો (વાંચનાર જાણેછે કે એ વાત ત્યુનરે ફીરી આગળ કહી હતી) તે શોધવા લાગ્યો.

ઘણી શોધ કરવા પછી તેની નજર એક મોટાં પરબીડાં પર પડી. તે પરબીડું મોહોર અને સીલ સહિત બંધ કરેલું હતું તે તેણે તપાસી જોયું. તે ઉપર મનસુરની મોહોર કરેલી જોઈ અને તેની બીજી બાજુએ નીચે પ્રમાણે સરનામું માલમ પડયું:—

'મનસુરનાં મરણ પછી તેના વકીલોએ આ પરબીડાં અંદર બીડેલો દસ્તાવેજ એક જુવાન ઉસમાનઅલી અને એક મીંગરેલીયન નાજનીન જેઓ એકજ જાતની અને એકજ બનાવટની બે કિંમતી વીટીઓ દેખાડે તેઓને હાથો હાથ આપવો. તે વીટીઓમાં એકજ જાતનાં બે માણક જડેલાં છે, અને તે બંને ઉપર એકજ જાતની મારી નિશાણ કોરેલી છે.'

આ સરનામું વાંચવાથી ત્યુનરની ખાતરી થઈ કે તલિસમાતી બાગમાં દાખલ થવાની ચાવી બેશક એજ છે, અને જે દસ્તાવેજો તેણે વાંચ્યા હતા તે પણ એજ છે, એવી પોતાની ખાતરી કરી તે પેલી તીજોરી બંધ કરી પેલા દસ્તાવિજવાળું પરબીડું લઈ પાછો મનસુરનાં મુડદાં આગળ ગયો અને તેનાં ગજવામાં પાછો ચાવીનો ઝુમખો મુકી દીધો.

ખુશીથી તે એટલો હરખમાં આવી ગયો કે મનસુરનાં મરણનું પરિણામ પણ ભુલી ગયો, અને પોતે ખરેખર તલિસમાતી બાગ (જેને તે આ દુનિયાનું બહેસ્ત સમજતો હતો તે) માંજ છે એમ પોતાનાં દિલમાં કેહેવા લાગ્યો.

પણ તે પાપી હતો; જોકે તેણે પોતે ખુન કીધું નહીં હતું તોપણ ખુન તેનાથી થયું હતું, અને તેથી તેનાં કર્તુક તેની સાંમે બિહામણી શીકલને રૂપે આવી ઉભાં રેહેવા લાગ્યાં. તેને લાગ્યું કે મનસુર જીવતો જમીનપર પડેલો છે; તેના હાથ પગ હાલે છે; તે પોતાનો છાંયો જમીનપર જોઈ ધભરાતો કે કોઇ શખ્સ તેની આગળ ઉભો છે. એવા વેહેમથી તે અરધો ધભરાટમાં પડયો હતો. હવે તેણે એક પાવડો બાગમાંથી લઈ ગુલાબનાં ઝાડોની વચ્ચેની પોચી જમીન ખોદી એક ખાડો બનાવ્યો, અને તેમાં પેલાં દસ્તાવેજોવાળું પરબીડું દફન કરી તે જગ્યાને પાછી બરાબર એવી રીતે રકુ બનાવી કે કોઇ આદમી તે જગા ઊપર શકભરી નજર કરે નહીં. એટલું કરી તે નિરાંત અને શાંત થયો. પેલો પાવડો તેણે તેની અસલ જગાપર પાછો મુકયો અને પોતે મેહેલ તરફ આવ્યો.

---

# પ્રકરણ એકત્રીસમું.

## લૈલા ગુમ.

પાપીઓને તેઓનું પાપજ મારે છે.

ત્યુનર મેહેલ તરફ જાય તેટલામાં તેણે સાંમેથી અલાદીન, ઇબ્રાહીમ અને હાફેઝ એ ત્રણ જણને આવતા જોયા. તે તદન ગાફેલ બની ગયો. નાહાસવાનું તેને સુઝયું નહીં, અને વિચારવાનું તેને બન્યું નહીં; તેમજ છુપાવાનું તો મળ્યું નહીં. એટલા વખતમાં પેલા ત્રણ જણે તેને પકડી પાડયો અને ઓળખ્યો.

"કોણ? ત્યુનર? અરધી રાતે આ બાગમાં? તું ધભરાટમાં દીસે છે? કેમ, ધ્રુજે છે કેમ?" એમ કહી અલાદીન તેને પગથી તે માથાં સુધી તપાસવા લાગ્યો. "અને અરધા કલાકની અગાઉ એક ચીશ સાંભળી હું જાગી ઉઠયો તે કોણની ચીશ હતી?"

"ઈયા અલ્લાહ," ઇબ્રાહીમ બોલ્યો, "એનાં કપડાંપર લોહીના ડાઘ પડેલા છે, નામદાર સરદાર."

"લોહી! અલાદીને અજબ થઈ પુછ્યું, "ઈયા હક! શું, ત્યુનર, તું જખમી થયો છે? શું બન્યું છે? જે પણ બન્યું હોય તે રાસ્ત બોલ. બોલ, જલદી બોલ."

ત્યુનર પોતાપર આવી રીતની નહીં ધારેલી આફત આવી પડવાથી બેભાન થયો અને કાંઇપણ જવાબ દઇ શકયો નહીં; પણ ચાલાક ઈબ્રાહીમે તેના ચેહેરા પરથી કહ્યું કે "સરદાર, કાંઈ પણ બન્યું છે ખરૂં, માંટે તેની તલાશ આપણે કરવી જોઈએ."

આ વાત ચાલે છે તેટલાંમાં હાફીઝની નજર મંનસુરનાં મુડદાં પર પડવાથી તેણે એક ચીશ પાડી. અને બોલ્યો, "અરે આ શું આફત!"

અલાદીન ત્યુનરને પકડી ઈબ્રાહીમ સાથે તે જગા તરફ દોડી ગયો, અને મનસુરને જોઇ તેણે ત્યુનરને મજબુત પકડયો, ત્યારે તે પોતાનાં ઘુંટણ પર પડી ઘણીજ અસરકારક રીતે પોતાનું નિર્દોષપણું જાહેર કરવા લાગ્યો. અલાદીનનાં મગજપર રેહેમનો છાપ મારવા માંટે તેણે ઘણીજ દયા ઉપજાવે એવી રીતે રડતી આંખે બચાવ કીધો કે તેણે એક દુઃખદાયક ચીશ કોઇની સાંભળી, અને પોતાની ખાતરી કરવા તે મેહેલમાંથી બાગમાં ગયો હતો. તેણે પોતાના શેઠ મનસુરને લોહીમાં તરફડતો તે જગા પર જોયો અને તેનાં મરણથી તેને દુઃખ લાગ્યું અને દુઃખી થયો તેથી તેનાં બદન પર તે પડયો હતો, અને તેથીજ તેના પોશાક પર લોહીના ડાઘ પડયા હતા. વળી તેણે એમ પણ જણાવ્યું કે મેહેલ તરફ આ માંઠા સમાચાર જાહેર કરવા તે પોતે આવતોજ હતો, તેટલાંમાં ત્રણ જણા (અલાદીન, હાફીજ અને ઈબ્રાહીમ)ને આવતા જોઈ તે કોઈ બીજા બેગાનાં આદમી સમજ્યો અને તેથી બિહિકનો મારેલો છુપાવાની વેતરણ કરતાં તેઓના શકનો ભોગ થઈ પડયો છે.

પણ આ બોલોથી બહાદુર અલાદીનની ખાતરી થઈ નહીં. તેણે તીફલીસના સત્તાવાળાઓની મદદ લેવા અને તેમને ખબર કરવા ફરમાવ્યું. ત્યુનર બેહોશ થઈ જમીન પર પડતો હતો, પણ ઈબ્રાહીમે તેને પકડી લીધો, અને તેવીજ હાલતમાં હાફીઝ તેને મેહેલમાં લઇ ગયો. ઈબ્રાહીમ સત્તાવાળાઓની મદદ લેવા ચાલ્યો. મનસુરનાં આ ખુનથી અલાદીનના ગુસ્સાનો પાર રહયો નહીં. તેણે રાતને દિવસ મિસાલે બનાવી, અને મેહેલના સઘળાં આદમીઓને તેઓની મીઠી નિંદમાંથી જગાડયાં; મનસુરનાં બેગી અને નફરો, અદના અને આલા, સરવે જાગી ઉઠયાં. થોડી પળમાં આખા

મેહેલની અંદર શોર, બોંગાટ અને માહતમ આવ્યાં, અને જે મેહેલમાં થોડો વખત અગાઉ સલાહ સંપ રાજ કરતાં હતાં, અને સઘળાં ખુશ નિંદમાં પડેલાં હતાં, તેજ મેહેલ મનસુરનાં મોહોતથી માહતમસરાહ થઇ પડયો.

ઇબ્રાહીમ એક કલાકમાં સત્તાવાળાઓની મદદ લઇ આવી પુગ્યો, અને ખુન કેવી રીતે થયું તેની તલાશ કરવા મેહેલના આવવા જવાના દરવાજાઓની તપાશ કરવા લાગ્યો, જેથી કયે દરવાજેથી ધરફાડુઓ ઘુસ્યા હતા તે જણાઇ આવે. તેને તરતજ માલમ પડયું કે ચોકમાં દાખલ થવાના રસ્તાવાળો હેઠળો દરવાજો કોઇએ ભાંગીને ઉઘાડેલો છે, અને તેને પાછો તેની અસલ જગા પર મુકેલો છે. એટલું જોયા પછી શોધ આગળ ચાલી, અને તરતજ થોડા વખતમાં વધુ શોધ કરતાં જણાયું કે લૈલા મેહેલમાંથી ગુમ થઇ છે, અને તેણીની બે સાહેલીઓ બેહોશ હાલતમાં પડી છે. તેઓને તેવી હાલતમાં જોઇ તબીબોની દોડ ચાલી, અને તેઓની મેહેનતથી તેઓને હુશિયાર કરવામાં આવી.

અલાદીનને માથે આફતનું વાદળ ઘેરાઇ આવ્યું હોય એમ તેને લાગ્યું. એક હાથપર તેના મુરબ્બી તોલના મનસુરનું કવખતનું મરણ અને બીજા હાથપર તેની વાહાલી લૈલા ગુમ થયાની માલમ પડી ત્યારે તેના ગુસ્સાનો પાર રહયો નહીં. તેની સાથે તેની દલગીરી અને અજાયબીએ તેને અર્ધ દીવાનો કરી નાંખ્યો, તોપણ તે હિંમતવાન જુવાન થંડે સ્વભાવે ફલક રફતાર પર અફસોસ કરી બોલ્યો, “ સીતમગાર જાલીમ ફલક ! તારા કેવા ઢંગ ! હજીતો મેં મારી ઉમેદનો કોટ બાંધવાને શરૂ કીધો—હજીતો આવતી કાલે હું મુસલમીન ધર્મમાંથી નિકળીં ખ્રિસ્તિ થવાનો હતો—હજીતો તે નામદાર મને તલેશમાતી બાગના ભેદથી જાણીતો કરવા કોકેસસના પર્વતો ભણી લઇ જનાર હતો, અને હું મારી વાહાલી લૈલાને મેળવવાની ઉમેદમાં હતો—તેટલા-માંજ તેં તારી નાશકારક શમશેરનો કેવો જરબ મારી ઉપર અજમાવ્યો ! ”

તે સમજી નહીં શકયો કે આ શું બનાવ છે. લૈલા કયાં ગઇ હશે? તેણીને કોણ લઇ ગયું હશે ? તેણીને લઇ જવાનું કારણ શું હશે ? તે વિચાર કરી અટકળ કરવા લાગ્યો કે આ બનાવ બનવાને ઘણોવાર થયો નથી, તેથી લૈલાને લઇ લુટારાઓ ઘણે દુર ગયા નહીં હશે. તે તરતજ ઘોડા તૈયાર કરાવી પોતાના વફાદાર હાફેઝ અને ઇબ્રાહીમને સાથે લઇ લૈલાની શોધમાં નિકળ્યો, અને ખુનરને સત્તાવાળાઓને સ્વાધીન કીધો.

# પ્રકરણ બત્રીસમું.

## સુંદર અરાબામાં એકલી લેલા—ત્યુનરનું તરકટ.

હજી રાતજ હતી. પણ તે ચંદની રાત હતી, અને પુનમનો ચંદ્રમા પુર તેજમાં પ્રકાશતો હતો; આસમાન વાદળાંઓથી તદન ખુલ્લું હતું.

લેલા જયારે પોતાની બેહોશીમાંથી હુશિયાર થઈ, ત્યારે તેણીએ પોતાને એક સુંદર 'અરાબા' માં (તે તરફ વપરાતી એક ખાસ બેઠકની ગાડી, જેની ચારે બાજુ પરદાથી ઘેરી લેવામાં આવે છે તેમાં) જોઈ. તેણી સમજી શકી નહીં કે આ શું બનાવ છે. તેણી હજુ પોતાને મનસુરના મેહેલમાં ...જવા લાગી. પણ અરાબાના આંચકાથી તેણીની ખાતરી થઈ કે તેણી ...લમાં નથી, પણ એક અરાબામાં છે. તેણી પોતાના સુવાના પેહેરી રાખેલા પોશાકમાંજ હતી, અને કોઈએ થંડીના સબબથી તેણીના આંગપર ગરમ કપડાં નાંખેલાં હતાં. આ સુંદર અરાબામાં લેલા પોતાને એકલી જોઈ ધભરાટમાં પડી. તેણી સમજી નહીં શકી કે પોતે ખાબમાં છે કે ધયા બીદાર છે. આવા ધભરાટમાં પોતાની ખાતરી કરવા તેણીએ અગાબાનો પરદો જરા ...ચકીને બહાર નજર કરી તો તેણીએ ચાંદરણી રાતની પુર રોશનીમાં એક એકાંત અને ખુલ્લા રસ્તા ઉપર પોતાને જોઈ. આવી રીતનો મામલો જોઈ તે નિર્દોષ નાર ધભરાટમાં પડી, અને પોતે મનસુરના મેહેલમાંથી આ આવી એકાંત જગાપર કેમ આવી અને તેણીની સખીઓ ઝઈદા તથા એમીના કયાં ગઈ તે વિષે વિચારમાં પડી, પણ આ વિચારજ તેણીને દીવાની કરવા બસ હતો.

શેવટે, તેણીએ એવું ધાર્યું કે તેણીનો મિત્ર મનસુર જે ભેદ ભરેલા ભરમથી તેણીને જાણીતી કરવા કાકેસસના પર્વતો વચે મુસાફરી કરાવનાર હતો તે મુસાફરી હાલ પોતે કરતી હશે, અને આ સુંદર અરાબો તેણીને સારૂ મનસુરેજ મેળવ્યો હશે.

એવાં ભમતા ખ્યાલી ખોટા વિચારો ફકત પોતાના ધભરાટમાં પડેલાં મગજને સધીઆરો આપવા અને સમજાવા તેણીએ ઉભા કીધા, પણ ફોકટ. તેણી ફરીથી પરદો ઉઘાડી જોવા લાગી તો તેણીની નજર એક ઊંચા કદનો હથિયારબંધ ઘોડેસ્વાર જે અરાબાની બાજુથી પોતાનો ઘોડો દપટાવતો હતો તેની પર પડી.

"શું જોઈએ છે બાનું ?" પેલો ઘોડેસ્વાર બોલ્યો.

આ અવાજ સાંભળી લેલાએ તેની તરફ જોયું, અને કાંઈપણ જવાબ આપવાને બદલે ધભરાટમાં પડી. તેટલામાં એક બીજો હથિયારબંધ જુવાન ઉસમાનઅલીના પોશાકમાં એક અચ્છા તુર્કી ઘોડા ઉપર સ્વાર થયલો પોતાના અસ્પને દોડાવતો અરાબા આગળ આવી મિઝાજ અને ભપકામાં પેલા પેહેલા સ્વારને પુછવા લાગ્યો, "કેમ, એ બાનું શું પુછે છે ?"

તેના અવાજની લઢણ ઉપરથી લેલાએ અટકળ કરી કે આ પાછળથી આવનાર ઉસમાનઅલી પેહેલા ઉપર હાકમી ચલાવનાર હશે.

"કાંઈ નહીં," પેલા ઊંચા કદના જુવાને જવાબ દીધો; "મેં બે વાર પરદો ઊંચકતા એ બાનુંને જોઇ, તેથી હું અરાબા પાસે આવ્યો કે એ બાનું શું કહેછે તે જાણું."

"ચાલ, આ અરાબાની હરોલમાં તારા ઘોડાને ચલાવ."

પેલો જુવાન આ હુકમ સાંભળતાંજ પોતાનો ઘોડો અરાબાની હરોલમાં ચલાવા લાગ્યો. લેલાએ એવી રીતનો મામલો જોઈ દલગીરી અને આતુરતાથી પુછ્યું, "મને લાગે છે કે તું એની ઉપર સરદારી ભોગવે છે? મેહેરબાની કરી મને કેહેશે કે હું અહીંઆં કેમ આવી, અને તું કોણ છે ?"

"એનો જવાબ ઘણો સેહેલ છે, જોકે પેહેલાનો જવાબ કેહેવાને હુ બંધાયલો નથી." પેલાએ જવાબ આગળ ચલાવ્યો, "મારી કેટલીક પરી સમાન લોંડીઓમાંની તુંપણ એક છે ; હું તેમનો અને તારો માલેક છું."

લેલા આ બેહયાઈનો જવાબ સાંભળી હોશથી બેહોશ થઇ ગઈ, અને અજાયબી તથા ધભરાટની મારી તેણી ધુજવા લાગી. તેણી એકજ નજરથી પેલા જુવાનને ટીકી ટીકીને જોવા લાગી, પણ કાંઈ પુછી શકી નહીં.

"અલ્લાહ માલેકે-મુલ્ક છે," પેલાએ આગળ ચલાવ્યું, "અને તેના બંદાએ જે કાંઈ કહ્યું છે તે તદ્દન રાસ્ત છે. તારે જાણવું જોઇએ કે મેં જેટલી કિંમત મારી એક લોંડીને સારૂં આપી છે તેનાં કરતાં ત્રણ ઘણી વધારે મેં તારે સારૂં આપી છે."

રાત આગળ ચાલી, તેની સાથે લેલાની ગાડી પણ આગળ ચાલી, અને તેઓની વાત પણ હવે આગળ ચાલી.

"નીચ કુતરા, બંધ કર તારી નીચ જુબાન; એ તદ્દન નહીં બને તેવું છે," લેલા ગુસ્સાથી પોકારી ઉઠી. "તું જાણેછે હું કોણ છું ?"